# વિવેચનકારના બે બોલ.



“સત્ય સમજવાના બે રસ્તા છે. ખંડન પદ્ધતિ અને મંડન પદ્ધતિ. ખંડન પદ્ધતિ જ્યારે પોતા વર્ગ સિવાયના બાકી બાહ્યમતવાળા વર્ગને ચીડવનારી થઈ પડી છે ત્યારે મંડન પદ્ધતિ કોઈનેપણ ચીડવ્યા વિના જ્ઞાન આપે છે અને ધાર્યું કાર્ય સફળ બનાવે છે.” આ નિયમ યાદ રાખીને સાધુ અને શ્રાવક વર્ગને ખરો ધર્મ સમજાવવાના હેતુથી વિદ્વાન્ પૂર્વાચાર્યશ્રી હરિભદ્રસૂરિએ ધર્મબિંદુ નામના ગ્રંથની રચના કરેલ છે.

તેમાં શ્રાવક તથા સાધુ બન્ને વર્ગના કર્તવ્યોનું યથાર્થ નિરૂપણ કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમના ત્રણ પ્રકરણોમાં શ્રાવકના આચાર, વિચાર, દિનકૃત્ય વગેરેનું વર્ણન છે.

આ ગ્રંથમાં દરેક વસ્તુ ક્રમસર ગોઠવવામાં આવી છે. તેથી પ્રથમથી તે છેવટ સુધી મનુષ્યે કેમ વર્તવું તે પદ્ધતિસર બતાવવામાં આવ્યું છે. અને એક પછી બીજું સૂત્ર અમુક નિયમાનુસાર આવતું છે તેથી તે સ્વાભાવિક લાગે છે અને વાંચનારને વિષયની ખુબી તરત સમજાઈ જાય છે.

આ ગ્રંથમાં નાના નાના વાક્યો—સૂત્રો આપેલાં છે અને તે ઉપર શ્રીમુનિચંદ્રસૂરિએ ટીકા લખેલી છે. સૂત્રોની ભાષા પણ એવી સ્પષ્ટ છે કે જો કોઈ વાંચનાર તેના ઉપર શાંત ચિત્તથી મનન કરે તો તે સૂત્રોનું રહસ્ય આપોઆપ સમજાઈ જાય. પ્રથમ વિવેચન વાંચ્યા પહેલાં જો સૂત્રનો અર્થ વિચારી તે પર મનન કરવામાં આવે તો પોતાના બુદ્ધિ બળ પ્રમાણે—જ્ઞાનના ક્ષયોપશમ પ્રમાણે—ઘણો પ્રકાશ પડશે. આ રીતે મનન કર્યા પછી વિવેચન વાંચવું અને પોતે વિચારેલા

અર્થમાં અને વિવેચનમાં કેટલું સામ્ય છે અથવા કેટલું અંતર છે તે તપાસવું અને વિવેચનમાં વિશેષ શું આપેલું છે તેમ સમજવાનો પ્રયત્ન કરવો. આ દૃષ્ટિથી ગ્રન્થ વાંચવામાં આવે તો મનુષ્યની વિચારશક્તિ સારી રીતે ખીલે અને ગ્રંથનું સ્વરૂપ પણ યથાર્થ સમજવામાં આવે અને આવી રીતે સમજપૂર્વક મળવેલું જ્ઞાન કાર્યરૂપે પરિણમે આટલી ઉપોદ્ઘાત પછી હવે આ પુસ્તકની ત્રણ પ્રકરણોમાં શી બાબતો આપેલી છે તેનો વિચાર કરીએ

પ્રથમ ધર્મ એટલે શું ? મૈત્રી પ્રમોદ કારૂણ્ય અને માધ્યસ્થ, આ ચાર ભાવનાઓ સહિત સદનુષ્ઠાન કરવામાં આવે તે ધર્મ છે હવે ધર્મના બે વિભાગ છે ગૃહસ્થ ધર્મ અને યતિધર્મ. હવે ગૃહસ્થ ધર્મના બે વિભાગ પાડવામાં આવ્યા છે સામાન્ય ગૃહસ્થ ધર્મ અને વિશેષ ગૃહસ્થ ધર્મ. હવે આ સામાન્ય ગૃહસ્થ ધર્મમાં માર્ગાનુસારી પણાના પાંત્રીશ ગુણ આપવામાં આવ્યા છે પ્રથમ પ્રકરણમાં તે ૩૫ ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે બીજું પ્રકરણ દેશના વિધિને લગતું છે પ્રાસ્તાવમાં ઉપદેશકમાં ક્યા ગુણોની જરૂર છે અને ઉપદેશકે દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ વિચારી કેવા અધિકારી પાસે કેવી રીતે બોધ આપવો, તેનું સુંદર અને બોધક વર્ણન કર્યું છે પ્રસંગોપાત્ત જ્ઞાનાચાર દર્શનાચાર વીર્યાચાર, અને ચારિત્રાચારનું નિરૂપણ કર્યું છે પુણ્યનું ફળ અને પાપનું ફળ ઉપદેશકે જણાવવું અને પુરૂષાર્થનું માહાત્મ્ય બતાવવું. શ્રોતાના મનમાં ખરી જીજ્ઞાસા ઉત્પન્ન થતાં તેને આત્માનું સ્વરૂપ જણાવવું તથા આત્મિક વિકાસ વાસ્તે બાર ભાવનાનું વર્ણન કરવું આ રીતે જ્યારે મનુષ્ય ઉપર પ્રમાણે ધર્મનું સ્વરૂપ સમજી વૈરાગ્ય પામવાથી કાંઈક વ્રત લેવાની ઇચ્છાવાળો થાય ત્યારે કેવી રીતે તેને સમ્યગ્જ્ઞાન પૂર્વક બાર વ્રત આપવાં તે ત્રીજા પ્રકરણમાં કહેલું છે અહિંસા, સત્ય અસ્તેય સ્વદારસંતોષ પરિગ્રહ પ્રમાણ એ પાંચ અણુવ્રત; તથા દિગ્વિરમણ ભોગોપભોગ વિરમણ તથા અનર્થદંડ વિરમણ એ ત્રણ ગુણ વ્રત; તથા

સામાયિક દેશાવકાશિક પૌષધોપવાસ તથા અતિથિસંવિભાગ એ બાર શિક્ષા વ્રત, એ રીતે બાર વ્રતનું વર્ણન કરી દરેક વ્રતને વિષે પાંચ પાંચ અતિચારોનું કથન કરી તે અતિચારો ત્યાગવા યુક્ત કહ્યા છે. બાર વ્રત કેવી રીતે પાળવાં તે આ ત્રીજા પ્રકરણમાં બતાવવામાં આવ્યું છે. અતિચારનું શું સ્વરૂપ છે તે સમજાવી તે જેમ ન લાગે તે માટે કેવી ભાવના ભાવવી, અને ગૃહસ્થે વિશેષ ધર્મ આદરવા વખતમાં સામાન્ય શ્રાવક કેવા પ્રકારનો હોય તથા તેની દિનચર્યા કેવી હોય તે બધું વર્ણવવામાં આવ્યું છે. છેવટમાં મૈત્રી વગેરે ચાર ભાવનાઓનું વિવેચન વિસ્તારથી આપવામાં આવ્યું છે.

આ રીતે શ્રી હરિભદ્રસૂરિ રચિત ધર્મ બિન્દુમાંથી ગ્રન્થના ત્રણ પ્રકરણો આ પુસ્તકમાં શ્રાવક ધર્મ નામે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

આખું ધર્મબિન્દુ પૂર્ણ વિવેચન સાથે સન ૧૯૧૨માં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. તે પુસ્તકનો શ્રાવક વિભાગ ( શ્રાવક વધુ લોકો તથા અન્ય ધર્મ ઉપયોગી બંધુઓના હિતાર્થે રંગુન નિવાસી સમ્યક્ત્વવાન અને જ્ઞાનપ્રિય ભાઈ સ્નેહી મિત્ર ભાઈ દેસાઈભાઈ પીતાંબર તરફથી પ્રગટ કરવામાં આવ્યો છે. આવી ઉદારતાના ઉદાહરણ બીજાઓ લે તથા લોકોમાં જ્ઞાનનો પ્રચાર થાય તેવા ઉત્તમ હેતુથી આવા ઉત્તમ અને બોધક પુસ્તકો છપાવ્યાં છે તેમની જ્ઞાનભક્તિ દિન પ્રતિદિન વૃદ્ધિ પામો એ મારી હાર્દિક પ્રાર્થના છે.

શ્રાવક પોતાનું શ્રાવક તરીકેનું કર્તવ્ય સમજવામાં અને પાળવામાં આ ગ્રન્થ મદદગાર થાઓ એવી ભાવના સાથે વિરમું છું.

આસો વદી ૭ સંવત ૧૯૮૫
રતનપોળ—અમદાવાદ } મણિલાલ ન. દોશી.

---

શ્રી સર્વોદય પ્રી. પ્રેસમાં પંડિત મુક્તાનંદ ત્રીકમલાલે
છાપ્યું છે. પાનકોરનાકા—અમદાવાદ.

શા. કોરશી વીજપાળ   કચ્છ મોટા આસંબીઆવાળા, રંગુન.



જન્મ સંવત ૧૯૨૪   ઉમર વર્ષ ૫૬   દેહાંત સંવત ૧૯૮૦

# અર્પણ

---

સચ્ચારિત્રવાન્ પ્રાતઃસ્મરણીય સ્વ. શ્રી મેઘરાજભાઈ નેણશી, શ્રી લાધાભાઈ નેણશી, શ્રી મોણશીભાઈ નેણશી તથા પરમપૂજ્ય પિતાશ્રી વીજપાળભાઈ નેણશી.

આસંબીઆ મોટા (કચ્છ)

આપ ચારે સદ્ગત થયા છો છતાં આપે મારા ઉપર કરેલા અનેક ઉપકારો સદા સર્વદા મારા સ્મરણમાં રહ્યા કરે છે. હું જ્યારે નાની વયનો હતો ત્યારે આપે જે પ્રીતિથી અને હામની લાગણીથી મારું પોષણ કર્યું છે અને મારામાં ઉત્સાહનાં પરોપકારનાં ધર્માભિમુખતાનાં અને ધર્મનિષ્ઠાનાં જે બીજ રોપ્યાં છે તે અવર્ણનીય છે. તેમજ તેનો વિચાર કરતાં આપ સર્વેની ભવ્ય મુખાકૃતિઓ મારી આંખ આગળ તરી આવે છે અને આપના મહાન ઉપકારી ઋણનો બદલો વાળવા હું અસમર્થ છું પણ પુષ્પ નહિ તો પુષ્પની પાંખડી તે ન્યાયે અભ્યાસવાળા શ્રીયુત સાક્ષર મણિલાલભાઈ નથુભાઈ દોશી બી. એ. એ કરેલું પુસ્તક—શ્રી પૂજ્ય શ્રી હરિભદ્રસૂરિ રચિત સંસ્કૃત ધર્મબિંદુના શ્રાવક વિભાગનું ગુજરાતી ભાષાંતર—આપના સ્મરણાર્થે સમર્પણ કરતાં મારા અંતરાત્માને અત્યંત આનંદ થાય છે. જે આપ જ્યાં હો ત્યાં સ્વીકારશોજી એજ હાર્દિક ભાવના.

| | |
|---|---|
| ૭૦ [illegible] રોડ, ૨ જુન<br>વિજયા દશમી<br>સંવત ૧૯૮૫ | લી.<br>આપ સર્વનો આજ્ઞાંકિત<br>ભાઈ ટોકરશી વિજપાળના વંદન |

# અનુક્રમણિકા

## પ્રથમ પ્રકરણ

### ગૃહસ્થ ધર્મવિધિ.

આથી બિંદુની માફક ધર્મબિંદુ કહેવાને તત્પર થયા છે. અહીંયાં બિંદુ શબ્દ મૂકેલો છે તે સૂત્રના સંક્ષેપની અપેક્ષાએ મૂકેલો છે પણ અર્થની અપેક્ષાએ તે શબ્દ મૂકેલો નથી. જેવી રીતે કપુરવાળા જળનું એક બિંદુ આખા ઘડાના પાણીને સુગંધમય બનાવે છે, તેજ રીતે આ બિંદુરૂપ ગ્રન્થ પણ ધર્મની સર્વ બાબતોનું વિવર્ણ કરે છે. પરમાત્માને નમસ્કાર કરવાથી સર્વ પ્રકારના વિઘ્નોનો નાશ થાય છે માટે તે ભાવમંગળ થયું કહી શકાય. અને આ ગ્રન્થનું પ્રયોજન સંસારના દુઃખથી પીડીત થતા અનેક પ્રાણીઓનું કલ્યાણ કરવાની ગ્રન્થકર્તાની ઇચ્છા છે.

અવતરણ—જે બુદ્ધિમાનો છે તે નિરર્થક કોઇ કાર્યમાં પ્રવૃત્તિ કરતા નથી, માટે ધર્મકાર્યમાં પ્રવૃત્તિ કરવાને મનુષ્યો દોરાય તે હેતુથી ગ્રન્થકાર ધર્મનું ફળ દર્શાવે છે.

मूल—धनदो धनार्थिनां प्रोक्तः कामिनां सर्वकामदः ।
धर्म एवापवर्गस्य पारम्पर्येण साधकः ॥ २ ॥
वचनादस्मादनुष्ठानमविरुद्धाद्यथोदितम् ॥
मैत्र्यादिभावसंयुक्तं तद्धर्म इति कीर्त्यते ॥ ३ ॥

અર્થ—ધર્મ ધનના અર્થીને ધન આપનારો કહેલો છે તેમજ કામિપુરૂષોને કામ એટલે ઇચ્છિત ફળ આપનારો છે અને પરંપરાએ ધર્મ મોક્ષનો સાધક છે. પરસ્પર અવિરૂદ્ધ વચનથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે મૈત્રી આદિ ભાવના સહિત અનુષ્ઠાન કરવું તે ધર્મ કહેવાય છે.

ભાવાર્થ—અનેક પ્રકારના ધનને આપનારો ધર્મ કહેલો છે તે યથાર્થ છે કારણ કે ધર્મકાર્યથી પુણ્ય બંધાય છે અને તે પુણ્યના ફળરૂપે દરેક પ્રકારના ધનની પ્રાપ્તિ થાય છે. વળી દરેક પ્રકારની મનુષ્યની ઇચ્છાઓ પૂરી પાડનાર પણ ધર્મ છે. સર્વ પ્રકારના પાંચ ઇંદ્રિયોના વિષયો તથા દેવતાદિક ઋદ્ધિને આપનાર ધર્મ છે. પણ ધર્મથી મળતા આ સર્વ લાભ ક્ષણિક છે તો તેથી મોક્ષરૂપ ફળ મળવું

પ્રાપ્ત કરવાની અભિલાષાવાળાઓનો પ્રયાસ ધર્મમાર્ગ તરફ ન દોરાય એવી શંકાના સમાધાન અર્થે શાસ્ત્રકાર જણાવે છે કે ધર્મ તેજ પરંપરાએ મોક્ષનો પણ સાધક છે મોક્ષનો પર્યાય શબ્દ અપવર્ગ મુક્યો છે જે સ્થિતિમાં જાતિ જરા મરણ વિગેરે નાશ પામ્યા છે તે અપવર્ગ એવો તેનો વ્યુત્પત્તિ ઉપરથી અર્થ થાય છે

અવિરત સમ્યગ્દૃષ્ટિ નામનું ચોથું ગુણસ્થાન છે તે ચોથા ગુણસ્થાનથી ઉત્તરોત્તર ઉચ્ચ દશા પ્રાપ્ત કરી છેવટનું અયોગિ ગુણ સ્થાન પ્રાપ્ત કરી મનુષ્ય મોક્ષ દશા મેળવે છે તે ચોથું ગુણસ્થાન પ્રાપ્ત કરવાનો માર્ગ દર્શાવનાર ધર્મ છે, માટે ધર્મ તેજ મોક્ષરૂપી સાધ્ય વસ્તુનો વસ્તુતઃ સાધક કહી શકાય.

હવે જેના પરસ્પર અવિરૂદ્ધ વચન હોય તેના પર વિશ્વાસ રાખી કાર્યની પ્રવૃત્તિ થાય તે વાસ્તવતાથી નીવડે; માટે પ્રથમ અવિરૂદ્ધ વચન કોનું હોઈ શકે તે વિચારવાની આવશ્યકતા છે જેમ સિદ્ધાંતને ઉપર જણાવેલું વિશેષણ બંધબેસતું આવે છે કારણ કે તે સિદ્ધાન્તના પ્રણેતા ભગવાન છે અને જીન એટલે રાગદ્વેષ, ક્રોધ, મા મોહ માન આદિ દુર્જય-દુષ્ટ મનોવિકારોને જીતનાર. તેવા જીતનારને કોઈ પણ રીતે સ્વાર્થબુદ્ધિ હોઈ શકે નહિ; માટે તેમનું દર્શાવેલ સિદ્ધાન્ત અવિરૂદ્ધ હોઇ શકે હવે તેવા સિદ્ધાન્તને આધારે જે અનુષ્ઠાન થાય તેને વિદ્વાન પુરૂષોએ ધર્મ કહેલો છે અનુષ્ઠાન એટલે કોઇ પણ ક્રિયા અથવા પ્રવૃત્તિ, તે બે પ્રકારની છે એક વિધિરૂપે અને બીજી પ્રતિષેધ રૂપે. સામાયિક કરવું એ રૂપ આદેશ તે વિધિઅનુષ્ઠાન, અને હિંસા ન કરવી તે રૂપ આદેશ તે પ્રતિષેધ અનુષ્ઠાન, માટે શાસ્ત્રાનુસારે ઉપર જણાવેલું બે પ્રકારનું અનુષ્ઠાન કરવું તેનું નામ ધર્મ કહેવાય વળી તે અનુષ્ઠાન મૈત્રી આદિ ચાર ભાવનાથી સંયુક્ત હોવું જોઇએ. તે ચાર ભાવનાઓ આ પ્રમાણે છે મૈત્રી ભાવના, પ્રમોદ ભાવના, કારૂણ્ય ભાવના અને માધ્યસ્થ ભાવના. આ ચાર ભાવનાઓનું ટુંક સ્વરૂપ અત્ર આપવામાં આવે છે

સર્વ પ્રાણિ માત્રમાં રહેલા આત્માઓ સત્તાએ એક સરખા છે એવું નિશ્ચિત કરી સર્વત્ર સમભાવ રાખવો તે મૈત્રી ભાવના,

અર્થાત્ સર્વ પ્રાણિ પ્રતિ મિત્ર તુલ્ય વર્તવું. આપણાથી જ્ઞાનમાં ગુણમાં તથા બીજી કોઈ રીતે આગળ વધેલા મનુષ્યને જોઈને હૃદયમાં જે આનંદ થવો તેનું નામ પ્રમોદ ભાવના. આપણાથી જ્ઞાનમાં ગુણમાં સત્તામાં અથવા બીજી કોઈ રીતે ઉતરતા મનુષ્યને તેમજ પ્રાણિવર્ગને જોઈને અથવા તેમને દુઃખી દેખી હૃદયમાં જે દયાભાવ-કૃપાદૃષ્ટિ ઉત્પન્ન થાય તેનું નામ કારુણ્ય ભાવના. દેવની ગુરૂની આપણી તથા અન્ય પુરૂષોની નિન્દા કરતો કોઈને જોઈ તેના તરફ દ્વેષ ન કરતાં કર્મની વિચિત્ર ગતિ છે એમ મનમાં રાખી તેની ઉપેક્ષા કરવી તેનું નામ માધ્યસ્થ ભાવના. ઉપર જણાવેલી ચાર ભાવનાઓ સહિત જે અનુષ્ઠાન યથાશક્તિ કરવામાં આવે તેનું નામ ધર્મ કહેવાય. એ વ્યવહારનયની અપેક્ષાએ ધર્મની વ્યાખ્યા થઈ નિશ્ચયનયથી તો જેથી જીવની પરિણતિ સુધરે અને રાગદ્વેષ ઓછા થાય તેવો દરેક જ્ઞાન દર્શન ચારિત્ર પ્રાપ્ત કરવાનો માર્ગ તે "ધર્મ" કહી શકાય. તેના ભેદ જણાવે છે—

**મૂલ—સોઽપ્યનુષ્ઠાતૃભેદાદ્ દ્વિવિધો ગૃહસ્થધર્મો યતિધર્મશ્ચેતિ ॥**

**અર્થ**—આ ધર્મ અનુષ્ઠાન કરનારના ભેદથી બે પ્રકારનો છે એક ગૃહસ્થધર્મ અને બીજો યતિધર્મ.

**ભાવાર્થ**—ધર્મ તો એક છે પણ સર્વ જીવો સરખી સ્થિતિના નથી. કેટલાક હજુ કેવળ હલકી સ્થિતિમાં છે ત્યારે કેટલાક કેવળ ધ્યાનથી અને જ્ઞાનધ્યાનના રસમાં મગ્ન થઈ વર્તી શકે છે આફ્રિકાના એક જંગલી મનુષ્ય અને યુરોપના એક વિદ્વાન ગૃહસ્થમાં આપણને બહુજ ભેદ લાગે છે તેમજ જુદા જુદા મનુષ્યોમાં પણ આપણને ભેદ માલુમ પડે છે તો મનુષ્યો જેમ ભિન્ન તેમ તેમને માટે માર્ગ પણ ભિન્ન હોવા જોઈએ. મનુષ્ય જે સ્થિતિએ પહોંચેલ તે સ્થિતિમાં તેની ઉન્નતિને વાસ્તે કયું પગલું લાભદાયક થઈ પડશે તે જણાવનારો ધર્મ છે હવે સર્વ કોઈ સરખી સ્થિતિમાં નથી તો તેમને વાસ્તે ધર્મ પણ એક હોઈ શકે નહિ માટેજ ગ્રન્થકારે બે વિભાગ પાડયા. એક ગૃહસ્થધર્મ અને બીજો યતિધર્મ. ગૃહસ્થધર્મનું

બીજું નામ શ્રાવક ધર્મ પણ છે. ધર્મશાસ્ત્રોમાં આપેલાં નામ સર્વથા સાર્થક હોય છે. ગૃહસ્થ એટલે ઘરમાં રહેનાર ઘરબારી. તેમને પાળવાનો જે ધર્મ તે ગૃહસ્થધર્મ. શ્રાવક એટલે સાંભળનાર. "જે મનુષ્ય ધર્મનું શ્રવણ કરે છે (અને તે પ્રમાણે વર્તવાને યથાશક્તિ પ્રયત્ન કરે છે) તે શ્રાવક કહી શકાય. હવે જગતમાં એવા પણ મનુષ્યો હોય કે જેમણે સંસારનો સર્વ અનુભવ પ્રાપ્ત કર્યો હોય અને પછી સાંસારિક સુખની અનિત્યતા તેમજ દુઃખમયતા અનુભવી હોય અથવા પૂર્વજન્મમાં આરાધન કરેલ ધર્મના કારણથી સંસારના અનુભવ સિવાય પણ વિષય વિકારથી વિરક્તિ પામેલ હોય તેવા મનુષ્યો પરના તેમજ પોતાના હિત ખાતર ધર્મપુસ્તકોમાં લખેલા ઉપદેશ પ્રમાણે વર્તવાને સર્વથા પ્રયત્ન કરે, તેમને યતિ કહેવાય છે. કારણ કે યતતે યો યતિઃ જે જ્ઞાનીઓના વચનને અનુસરવાને મન, વચન અને કાયાથી શુદ્ધ રીતે પ્રવર્તન કરી રહ્યા છે તેજ યતિ કહી શકાય. કોઈ પણ વસ્તુ મારી છે એવા ભાવનો ત્યાગ કરી જ્ઞાનરૂપ નૌકાવડે દુઃખરૂપી નદીને તરવાનો જે વ્યાપાર કરે છે તે યતિ છે. હવે શ્રાવકો પણ સર્વ એક જ સ્થિતિમાં હોઈ શકતા નથી સર્વે એક સરખી રીતે સર્વ અનુષ્ઠાન કરી શકે નહિ, માટે ગૃહસ્થ ધર્મના પણ બે પ્રકાર બતાવે છે.

**तत्र गृहस्थधर्मोऽपि द्विविधः सामान्यतो विशेषतश्चेति ॥**

**અર્થ**—તેમાં ગૃહસ્થધર્મ પણ સામાન્ય અને વિશેષ એમ બે પ્રકારનો છે.

**ભાવાર્થ**—જે ધર્મ સર્વને ઉદ્દેશીને કહેલો છે અને જે ધર્મ સર્વ આત્મહિતૈષીઓથી પાળી શકાય તે સામાન્ય ધર્મ. તેમાં માર્ગાનુસારી પણાના પાંત્રીશ ગુણનો સમાવેશ થાય છે. તે ગુણો અનુગતાદિક ઉત્તર ગુણોના કારણભૂત છે. કાર્યની ઉત્પત્તિ વાસ્તે કારણની જરૂર છે માટે ઉત્તમ ગુણ રૂપ કાર્યની ઉત્પત્તિ વાસ્તે પ્રથમ સર્વસામાન્ય સામાન્ય ગુણ પ્રાપ્ત કરવાના છે અને તે બતાવનાર માર્ગ તે સામાન્ય ગૃહસ્થ ધર્મ થકી સમજ. તેથી આગળ વધી જેમાં પાંચ અણુવ્રત, ત્રણ

છે. તે ગૃહસ્થ ધર્મને યોગ્ય અનુષ્ઠાન કરે છે જેમાં સંતોષ નથી. તેથી ઉલટું જે શ્રાવક ધન મેળવવા મહેનત કરતો નથી અને નિર્વાહ સારૂ બીજા પર આધાર રાખે છે તેનું ચિત્ત સ્થિર રહેતું નથી. પરાધીનતાથી તેને અનેક પ્રકારની ચિંતાઓ ઉદ્ભૂત થાય છે અને ધર્મકાર્યોને સારૂ જોઈતા ધન વિના તે અધર્માનુષ્ઠાન કરે છે માટે જ્યાં સુધી શ્રાવકધર્મ છે ત્યાં સુધી ધન મેળવવાની આવશ્યકતા છે અને જેઓ શ્રાવક છતાં તે મેળવવા મથતા નથી તેઓ બન્ને બાજુ ચૂકે છે. કહ્યું છે કે:—

वित्तीवोच्छेयम्मि य गिहिणो सीयन्ति सव्वकिरियाओ।
निरवेक्खस्स उ जुत्तो संपुण्णो संजमो चेव ॥ १ ॥

આજીવિકાનો નાશ થવાથી ગૃહસ્થની સર્વ ધર્મક્રિયાઓ શિથિલ થાય છે પણ જેને આજીવિકાની અપેક્ષા નથી, તેને તો સંપૂર્ણ સંયમ જ યોગ્ય છે.

અવતરણ—ઉપર જણાવી ગયા કે ન્યાયથી ધન ઉપાર્જન કરવું. હવે તેનું કારણ ગ્રન્થકાર જણાવે છે

મૂલ—न्यायोपात्तं हि वित्तमुभयलोकहितायेति।
अनभिशङ्कनीयतया परिभोगाद्विधिना तीर्थगमनाच्चेति ॥

અર્થ—ન્યાયોપાર્જિત ધન આ લોક તેમજ પરલોકના હિતને અર્થે થાય છે, કારણ કે શંકારહિતપણે તેનો ઉપભોગ થાય છે તેમજ વિધિપૂર્વક તીર્થગમનાદિક કામ તે ધનવડે થઈ શકે છે

ભાવાર્થ—શાસ્ત્રકારોનો હેતુ એવો છે કે જે કાર્ય આલોકમાં પણ હિતકર થઈ પડે તેમજ પરલોકમાં પણ હિતકર થઈ પડે તે કરવું માટે ઉભયલોકમાં કલ્યાણકારી ન્યાયવૃત્તિથી ધન પ્રાપ્ત કરવું. હવે તેના લાભ જણાવે છે કે જે મનુષ્ય અન્યાયથી ધન મેળવે છે તે મનુષ્યને અથવા તે ધનથી નીપજાવેલી વસ્તુ જેવી કે ઘરેણાં, ગાડી ઘોડા વગેરે વસ્તુઓ જોઈ લોકો આશંકા કરે છે અને કહે

છે કે આ ધનવડે તો દિવાનગિરિમાં મેળવેલા ધનનો છે આ તો અમુક પાસેથી લાંચ લેઇ બંધાવેલો છે। આવી આવી આશંકાઓ તે મનુષ્ય અથવા તેની વસ્તુ દેખીને થાય છે વળી તે મનુષ્યનું ચિત્ત સ્થિર રહેતું નથી તેના પોતાના મનમાંજ શંકા રહે છે કે—મારી આ અન્યાયની વાત કોઇ જાણશે તો મારે વિષે શું કહેશે ? એમ અહોનિશ આર્ત તથા રૌદ્ર ધ્યાનમાં તેના દિવસો પસાર થાય છે ધન છતાં ખુલ્લા હાથે તેનો ઉપભોગ થઇ શકતો નથી, તેમજ અન્યાયથી ધન ઉપાર્જન કરવામાં જે લોભ વૃત્તિ મુખ્ય હતી તેજ વૃત્તિ તેને દાનાદિક સત્કાર્ય કરવામાં તેનો ઉપભોગ કરતાં અટકાવે છે ધનની શાસ્ત્રકારોએ ત્રણ ગતિઓ કહેલી છે દાન ભોગ અથવા નાશ જેઓ દાન દેતા નથી અથવા તો ઉપભોગ કરતા નથી તેઓને વાસ્તે નાશરૂપ ત્રીજો માર્ગ ખુલ્લો છે માટે અન્યાયથી પેદા કરેલું ધન પ્રાય અન્યાય માર્ગેજ નાશ પામે છે હવે જે મનુષ્યો ન્યાયથી ધન પેદા કરે છે તેઓની ચિત્તવૃત્તિ શાન્ત અને આનંદમય રહે છે મનની પરિણતિ શુદ્ધ થઇ એજ ઉચ્ચ ગતિ પામવાનો માર્ગ છે મન એજ મનુષ્યને બંધ થતા મોક્ષનું કારણ છે માટે તેવો મનુષ્ય આ જગતમાં પણ શંકા રહિતપણે તેનો સદુપયોગ કરી શકશે અને તે ધન વડે થતા અનેક શુભ કાર્યને લીધે તેમજ માનસિક શુદ્ધ વિચારોને લીધે પરલોકમાં પણ તે સુખી થશે વળી તે ધનથી મૂળ સૂત્રમાં કહ્યા પ્રમાણે તીર્થગમનાદિક કાર્ય પણ થઇ શકે છે જેથી સંસાર સમુદ્ર તરી શકાય તે 'તીર્થ' તે તીર્થ બે પ્રકારના છે એક તો સ્થાવર તીર્થ અને બીજું જંગમ તીર્થ, પર્વત આદિ શાન્ત સ્થળ જ્યાં જ્યાં મહાન્ પુરુષો ધ્યાનાર્થે વિચર્યા હોય અને જેમનાં પાદ પંકજની રજથી તેમજ જેમના શુદ્ધ મનના ઉચ્ચ પરમાણુઓથી જેની ભૂમિ પવિત્ર થઇ હોય જ્યાં તેમની ભવ્ય મૂર્તિઓ સ્થાપન કરેલી હોય અને જે મૂર્તિઓ અત્યારે પણ ખરા ભાવિકોને જવાબ દેતી હોય એમ જણાય છે તે સ્થળ સ્થાવર તીર્થ કહેવાય છે અને તે પોતાના સંબંધમાં આવતા અન્ય મનુષ્યોને શુભ વિચારો પ્રેરવામાં મદદગાર થાય છે સાધુમુનિ મહારાજો જેઓ સ્થળે

પેદા કરેલું ધન નક્કી અહિતકારીજ નિવડે છે. કદાચિત્ પાપાનુબંધી પુણ્યના ઉદયથી કેટલોક સમય તે ધન વિનાશ ન પામે, તોપણ રાખવાનું નથી. કેટલાક અજ્ઞાન મનુષ્યો બીજાઓને અન્યાયથી ધન પેદા કરતાં જોઈ લોભાઈ જાય છે અને લોભને વશ થઈ તે પ્રમાણે આચરવાને દોરાય છે તેમને ખરેખર રીતે કર્મના નિયમની પ્રતીતિ (વિશ્વાસ) નથી. કારણ કે કર્મનો નિયમ અચળ અને સનાતન છે. તે આપણને જણાવે છે કે જેવું કરશો તેવું પામશો. તમ છાનો ગુન્હો કરી રાજદંડથી કદાચ બચી જાઓ પણ કર્મનો નિયમ તો શિખવે છે કે કેવળ તમારા કાર્ય અને વચનને સારૂ નહિ પણ તમારા સારા અથવા નરસા વિચારોને સારૂ પણ તમે જવાબદાર છો. તો પછી અન્યાયી આચરણનું દુષ્ટ પરિણામ આવવાનું એ નિઃસંશય વાત છે. માછલાં પકડવાને મચ્છીમાર લોઢાના આંકડાને કણક વળગાડીને જળમાં નાખે છે તે કણકથી લોભાઈને માછલાં વિગેરે જળચર પ્રાણીઓ તે ખાવાને સારૂ આવે છે પણ તે ખાવા જતાં તરતજ તે લોઢાનો આંકડો તેમને તાળવે ભોંકાય છે અને આ પ્રમાણે તૃષ્ણા તેમના મરણના કારણભૂત થાય છે. માટે અંતે જેમાં અનિષ્ટ પરિણામ આવવાનું તેમાં કયો બુદ્ધિમત પુરુષ રાચશે? કહ્યું છે કે—

જે સુખમાં ફિર દુઃખ વસે સો સુખ નહિ દુઃખરૂપ;
જે ઉત્તમ ફિર નીચ પડે સો ઉત્તમ નહિ અવ કૂપ.

માટે ધન પ્રાપ્ત કરવામાં અન્યાય નજ કરવો. એજ ગ્રન્થકારના કથનનું રહસ્ય છે.

અવતરણ—અન્યાયથી ધન પેદા કરવાનો પ્રતિબંધ કરવાથી ધનની પ્રાપ્તિ નહિ થાય અને તેથી આજીવિકાનો નાશ થશે અને તેથી ધર્મના હેતુભૂત ચિત્તની સમાધિ (સ્થિરતા) નાશ પામશે માટે શું કરવું એવી આશંકા દૂર કરવાને ગ્રન્થકાર પોતેજ કહે છે—

न्याय एव ह्यर्थोप्त्युपनिषत्परेति समयविद इति ॥

અર્થ—ન્યાય એજ ધન મેળવવાનો અત્યંત રહસ્યભૂત ઉપાય છે એમ સિદ્ધાન્તના જાણકાર જણાવે છે.

ભાવાર્થ—મનુષ્ય ન્યાયી થયો, એટલે શુભકર્મ ઉપાર્જન કર્યું, અને શુભ કર્મ ઉપાર્જન કર્યું એટલે ધન તો પોતાની મેળે આવીને તેને મળવાનું એ નિ:સંદેહ છે. પૂર્વના પાપ કર્મના ઉદયથી આ ભવમાં કદાચ ધન ન પણ મળે; તેથી કોઈ અધમી મનુષ્ય તે મેળવવાને અન્યાય આચરણ કરે તો તેથી ધન ન મળે એટલુંજ નહિ પણ ભવિષ્યમાં પણ તે અન્યાય આચરણ રૂપ પાપથી તે મેળવવા શક્તિમાન થવાનો નહિ. માટે તે મેળવવાને પાત્ર થવું જોઈએ, અને તે પાત્ર થવાને ન્યાયાચરણ સિવાય બીજો એક પણ માર્ગ નથી. મનુષ્ય કસોટીથી જ આત્મામાં રહેલા ગુણો પ્રકટ કરી શકે છે અને લોભની જાળમાંથી પસાર થવું એ કંઈ નાની કસોટી નથી. છતાં જેઓ લોભને વશ નહિ થતાં દુઃખ આવવા છતાં ન્યાયનેજ વળગી રહે છે તેઓને ગુણલુબ્ધ લક્ષ્મી પોતાની મેળે આવી મળે છે કહ્યું છે કે—

निपानमिव मण्डूकाः सरः पूर्णमिवाण्डजाः ।
शुभकर्माणमायान्ति विवशाः सर्वसम्पदः ॥ १ ॥
नोदन्वानर्थितामेति न चाम्भोभिर्न पूर्यते ।
आत्मा तु पात्रतां नेयः पात्रतां यान्ति सम्पदः ॥२॥

દેડકા જેમ કુવા પ્રતિ આકર્ષાય છે, પક્ષિઓ જેમ પૂર્ણ સરોવર પ્રતિ ખેંચાય છે તેજ રીતે પરાધીન થયેલી સર્વે સંપત્તિઓ શુભકર્મ વાળા પુરુષ તરફ ખેંચાય છે અર્થાત્ તેવો પુરુષ તે મેળવે છે.

વળી સમુદ્ર જળની યાચના કરતો નથી છતાં જળવડે નથી પુરાતો એમ નથી અર્થાત્ જળવડે પુરાય છે. માટે આત્માને પાત્ર બનાવવો. કારણ કે સંપત્તિઓ પાત્ર મનુષ્ય તરફ આકર્ષાય છે

“ઇચ્છા કરો તે પહેલાં તે મેળવવા પાત્ર થાઓ” એ વાક્ય ભુલવું જોઈતું નથી.

અવતરણ—ન્યાયથી જ ધન પ્રાપ્ત થઈ શકે છે એમ શી રીતે કહી શકાય એવી શંકાના સમાધાન અર્થે ગ્રન્થકાર પોતે જ કહે છે

ततो हि नियमतः प्रतिबन्धककर्मविगम इति ॥

અર્થ—કારણ કે ન્યાયથીજ નિશ્ચયે કરીને ધન મેળવવામાં પ્રતિબંધરૂપ લાભાન્તરાય કર્મનો નાશ થાય છે

ભાવાર્થ—કર્મ એ સૂર્યરૂપ આત્માના પ્રકાશને ઢાંકનાર વાદળરૂપ છે જેમ સર્વ ઉદયપે પ્રકાશે એટલે વાદળાં પોતાની મેળે વિખરાઈ જાય છે તેજ રીતે જ્યારે આત્મા જેનો સ્વભાવ સત્ય અને ન્યાયી છે તે પોતાના ન્યાય સ્વરૂપમાં પ્રવર્તે, એટલે કર્મરૂપ વાદળાં નાશ પામવાનાં આ રીતે ન્યાયાચરણથી લાભાન્તરાય રૂપ કર્મ નાશ પામવાથી ધન સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે તેજ ગ્રન્થકાર જણાવે છે

मूल—सत्यस्मिन्नायस्यामयसिद्धिरिति ॥

અર્થ—લાભાન્તરાય કર્મનો નાશ થાય છે ત્યારે આગામીકાળે (ભવિષ્યમાં) ધન પ્રાપ્તિ થાય છે

ભાવાર્થ—જે વિઘ્નરૂપ હોય તેનો નાશ થાય એટલે તે વસ્તુ મળે તે તો સ્વાભાવિક નિયમ છે તેજ પ્રમાણે ધનનો લાભ તેમાં અંતરાય (હરકત) રૂપ જે કર્મ હતું તે ઉપર જણાવ્યા પ્રમાણે ન્યાયયુક્ત આચરણથી નાશ પામ્યું એટલે ધનની પ્રાપ્તિ થાય છે માટે ન્યાયયુક્ત વર્તન રાખવું

अतोऽन्यथापि प्रवृत्तौ पाक्षिकोऽर्थलाभो ।

निःसंशयस्त्वनर्थ इति ॥

અર્થ—તેથી અન્ય પ્રકારે પ્રવૃત્તિ કરવાથી ધનનો લાભ વિકલ્પે છે; પણ અનર્થ તો નિઃસંશય છે

ભાવાર્થ—ઉપર જણાવી ગયા કે ન્યાયયુક્ત આચરણ કરવું તેથી અન્ય પ્રકારે પ્રવૃત્તિ કરવાથી અર્થાત્ અન્યાયયુક્ત આચરણથી અર્થલાભ તો વિકલ્પે છે ધનપ્રાપ્તિ થાય પણ ખરી અથવા ન પણ થાય કદાચિત્ પૂર્વના પુણ્યોદયથી તેને અન્યાયી વર્તન છતાં પણ ધનની પ્રાપ્તિ થાય પણ તેથી આનંદ માનવાનો નથી કારણ કે તે કારણથી તેનું પૂર્વનું પુણ્ય નાશ પામ્યું અને જે અશુભ કર્મ

અન્યાયાચરણથી ઉપાર્જ્યું તેનું અધિકારી કદ તો અવશ્ય તેને ભોગવવું જ પડશે. કહ્યું છે કે –

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ॥
नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ॥

કરેલું શુભ અથવા અશુભ કર્મ અવશ્ય ભોગવવુંજ પડશે, સેંકડો કરોડો કલ્પકાળ પસાર થાય તોપણ કરેલું કર્મ ભોગવ્યા વિના નાશ પામતું નથી. માટે કર્મના નિયમમાં પ્રતીતિ રાખી અન્યાય આચરણથી વિમુખ રહેવું તેમાંજ આત્મશ્રેય રહેલું છે જે મનુષ્ય વિચારવંત હોય તો તેને વાસ્તે અન્યાયયુક્ત પ્રવૃત્તિ બંધ કરવાનો ઘણો કરવો. જે કોઈ પણ રીતે તેવી પ્રવૃત્તિ તો છોડવી શક્તી જ નથી. કહ્યું છે કે –

राजदण्डभयात्पापं नाचरत्यधमो जनः ।
परलोकभयान्मध्यः स्वभावादेव चोत्तमः ॥

અધમ પુરુષ રાજ્ય ના ભયથી મધ્યમ પુરુષ પરલોકના ભયથી, અને ઉત્તમ પુરુષ તો સ્વભાવથીજ પાપકર્મ કરતો નથી.

જે ઉત્તમ પુરુષો છે તેમનો તો સ્વભાવજ તેમને ન્યાય તરફ દોરે છે તેઓ તો સર્વ આત્મા સત્તાએ એક સરખા છે એ અચળ સિદ્ધાન્તને અનુભવનારા છે જ્યારે આત્મા સરખા છે તો પછી બીજા આત્માને છેતરવામાં શું આપણે આપણી જાતનેજ નથી છેતરતા ! વળી અન્યાય આચરણથી વિશ્વાસઘાત થાય છે અન્ય જીવને દુઃખ થાય છે અને પોતે તેવી સ્થિતિમાં હોય તો પોતાને કેટલું દુઃખ થાય તેનો વિચાર કરી જેથી બીજા પ્રાણીને અશાન્તિ થાય ક્લેશ થાય તેવું અશુભ કર્મ ઉત્તમ પુરુષો કરે જ નહિ. આવા ઉમદા વિચારો તેમના હૃદયમાં રમણતા કરી રહે છે તેથી પાપાચરણ તો તેમના સ્વભાવનેજ વિરુદ્ધ લાગે છે અને તેમની પ્રવૃત્તિ અહર્નિશ પરોપકારમય ન્યાયાચરણ તરફજ થાય છે જે મધ્યમ વર્ગના પુરુષો છે તેઓનો સ્વભાવ કંઈ ન્યાયમય થયેલો નથી. લોભ અને ન્યાય બુદ્ધિ વચ્ચે તેમના હૃદયમાં જ્યારે યુદ્ધ થાય

છે લોભ તેમને તાત્કાલિક લાભ દેખાડી અન્યાયી વર્તન તરફ દોરે છે ત્યારે ન્યાયબુદ્ધિ ભવિષ્યમાં તેથી નિપજતા અનિષ્ટ પરિણામ તરફ તેઓનું ધ્યાન દોરી અશુભ કાર્ય કરતાં અટકાવે છે આ યુદ્ધમાં ઘણીવાર લોભવૃત્તિ વિજયી નીવડે છે ઘણીવાર ન્યાયબુદ્ધિ પોતાનું રાજ્ય સ્થાપન કરે છે પણ છેવટે અનુભવદ્વારા તેમજ ઉપદેશદ્વારા મેળવેલા બોધથી પરલોકના ભયથી કરીને ન્યાયમાર્ગ પસંદ તે થાય છે વળી બીજા વર્ગના સામાન્ય મનુષ્યો, જેને આ લોકમાં અધમ ગણવામાં આવ્યા છે તેઓ તો ફક્ત રાજ્ય ના ભયથી અથવા લોકોમાં આબરૂ જશે તેવા ભયથી અન્યાયથી દૂર રહે છે જ્યાં સુધી ઉત્તમ આશયથી અન્યાયનો ત્યાગ થાય ત્યાં સુધી તો સારૂં પણ તે ન થાય તોપણ છેવટ રાજદંડ જેવા કનિષ્ટ કારણોનો પણ આશ્રય લેઈ અન્યાયયુક્ત આચરણનો ત્યાગ કરવો. ધન તે આત્માની વસ્તુ નથી; તે જાય છે ને આવે છે પણ આત્મગુણ જે મલીન થાય છે તેને સુધારતાં અનેક ભવો ચાલ્યા જાય છે માટે આત્મકલ્યાણાર્થીએ ન્યાયી વર્તન રાખવું એમ પુનઃ પુનઃ ગ્રંથકાર સૂચવે છે ટુંકામાં માર્ગાનુસારીને યોગ્ય થવાને न्यायसम्पन्नविभव એ ગુણ પ્રાપ્ત કરવા, કે જેથી ઉત્તરોત્તર ધર્મના ઉચ્ચ પગથીઆપર યોગ્ય રીતે પગ મૂકી શકાય

## માર્ગાનુસારીના ૩૫ ગુણો પૈકી બીજો ગુણ; સારી રીતે યોજાયલું લગ્ન.

**मूल—तथा समानकुलशीलादिभिरगोत्रजैर्वैवाह्य**
**मन्यत्र बहुविरुद्धेभ्य इति ॥**

અર્થ—ઘણા લોક સાથે જે મનુષ્યોને વિરોધ છે તેમના સિવાય સમાન કુળશીળવાળા અન્ય ગોત્રીઓની સાથે વિવાહ (લગ્ન) સંબંધ કરવા.

ભાવાર્થ—લગ્નનો ઉદ્દેશ હેતુ પુરૂષ અને સ્ત્રીને પ્રેમમય ગાંઠથી જોડી સંસાર-નૌકા સુખથી ચલાવવાનો હોય છે. સ્ત્રીને સદ્-

ધર્મચારિણી કહેવામાં આવે છે. તે પરથી જણાય છે કે કેવળ સાંસારિક વિષયભોગ જેની જરૂર છે એટલુંજ નહિ પણ ધાર્મિક કામતમાં પણ તે ભાગ લેવાને તેમજ સહાય્ય કરવાને યોગ્ય છે. હવે તેવા સ્ત્રી પુરુષોનો સંબંધ ઇચ્છતા માતપિતાએ કઈ બાબતો પર ખાસ લક્ષ આપવું તે મૂળના શ્લોકપરથી સ્પષ્ટ માલૂમ પડે છે. પ્રથમ તો ગ્રંથકર્તાના મત પ્રમાણે જણા એક એના વિરોધી છે તેવા મનુષ્યના પુત્ર અથવા પુત્રી સાથે વિવાહ કરવો ઉચિત નથી. કારણ કે તેમ કરવામાં અનેક અનર્થ છે. જે મનુષ્યને બહુ શત્રુ હોય એના બહુ વિરોધી હોય તેને કદાપિ શાન્તિ હોતી નથી. તેનું ચિત્ત સદા ઉદ્વેગમાં રહે છે. તો તેવા મનુષ્ય સાથે સંબંધ બાંધવાથી શો લાભ મેળવવાની આશા રાખી શકાય? પણ તેથી ઉલટું એવો નિરપરાધી હોય તોપણ તેમની સાથે સંબંધ બાંધવાથી દ્વેષવાન કરે છે અને લોકોની પ્રીતિ ઓછી થાય છે અને તે અનેક અનર્થના કારણભૂત બને છે.

હવે સમાન કુળશીળવાળા એ વિશેષણનું શું સાર્થકપણું છે તેનો વિચાર કરીએ. જો બન્નેનાં કુળ એક સરખાં ન હોય, અથવા તેમાં ઉચ્ચ નીચનો ભેદ હોય અને કુળ પ્રમાણે ધનસંપત્તિમાં પણ ફેર હોય તેમાં નીચે પ્રમાણે પરિણામ નિપજવાનો સંભવ રહે છે.

ઉચ્ચ કુળમાં જન્મેલી કેળવાએલી કન્યા હલકા કુળમાં જન્મેલા પોતાના પતિની ધન તથા કુળના મદથી, અવગણના કરે અને તેજ રીતે પતિ ઉચ્ચ કુળનો હોય અને કન્યા હલકા કુળની હોય તો તે પતિ કન્યાને તુચ્છ ગણી તેનો અનાદર કરે.

હવે સરખાં શીળવાળાં પતિ અને પત્ની હોવાં જોઈએ. કારણ કે તેમના ગુણ કેળવણી તેમની માનસિક સંપત્તિમાં અને તેમના આચાર વિચારમાં જો બહુજ તફાવત હોય છે તો બન્નેના સ્વભાવ મળતા આવતા નથી અને બન્નેને ભારે દુઃખ થાય છે. એક બીજાથી તેઓ કંટાળે છે અને પરિણામ વ્યભિચાર આદિ દુષ્ટ રોગોમાં આવે છે માટે તેવાં પરિણામ ન આવે તે સારૂ લાયક દંપતીની

એક ગોત્રવાળી એ માતપિતાનો પવિત્ર ધર્મ છે. ઘણા પુરૂષોનો ગૃહ-સંસાર ખેદકારક નીવડે છે તેમાં બે મુખ્ય કારણો છે. એક બાળ લગ્ન અને બીજું સ્ત્રીઓની અજ્ઞાન સ્થીતિ. બાળ લગ્ન કરવામાં આવે એટલે તે બાળક સ્ત્રી પતિ પ્રતિ પોતાનો ધર્મ શું છે તે સમજતો ન હોય, અને પતિ પ્રતિ પોતાની ફરજ શું છે એ તે બાળા સમજતી ન હોય તો પછી સહજ વાતમાં મતભેદ પડે એ સ્વાભાવિક છે-તેવા મતભેદ જીવન પર્યંત ચાલતા જોવામાં આવે છે અને તે તેની સ્થિતિ બરોબર દુઃખમય થાય છે બીજું સ્ત્રીઓની અજ્ઞાનતા એ એક અસાધારણ કારણ છે જ્યાં સુધી સ્ત્રીઓ અજ્ઞાન હોય ત્યાં સુધી પતિસેવા કેવી રીતે સમજે અથવા બાળકોને ઉછેરી કેવી રીતે મોટા કરવાં એ ક્યાંથી જાણે ? અથવા પોતાની શક્તિ ઉપરાંત ખરચ કરવામાં પતિને શું દુઃખ વેઠવું પડતું હશે તેની એને ક્યાંથી ખબર પડે ? તે તો અજ્ઞાનના પ્રવાહમાં તણાતી જાય છે અને અન્ય બ્હેનપણીઓના કથનપરથી જેમ તેવી માગણી કરતાં અચકાતી નથી. બિચારી અજ્ઞબાળાની સ્થિતિ ઘણી શોચનીય છે, જ્યાં સુધી સ્ત્રીઓ અજ્ઞ છે ત્યાં સુધી સંસાર વ્યવહાર સુખમય હોવાની આશા રાખવી એ હવામાં બાચકા ભરવા જેવું છે માટે તેમને ઘણાની ઉત્તમ આચારવાળી બનાવી લાયક વરને સોંપવી. ક્યા પુરૂષોને કન્યા ન દેવી તે સબંધી નીતિશાસ્ત્ર કહે છે-

मूर्खनिर्धनदूरस्थशूरमोक्षाभिलाषिणाम् ।
त्रिगुणाधिकवर्षाणां तेषां कन्या न दीयते ॥

અર્થ—મૂર્ખ નિર્ધન, દૂર રહેનાર લડવૈયો વૈરાગી અને કન્યાની ઉંમરથી ત્રણ ઘણી ઉમ્મર કરતાં વધારે વય વાળાને કન્યા ન આપવી

વળી એક ગોત્રવાળા સાથે લગ્નવ્યવહાર ન કરવો. આ કહેવું ઘણું વિચારપૂર્વક છે તે પ્રમાણે કરવાથી ગોત્રના પુરૂષ વર્ગમાં રહેલો સ્નેહ અને કનિષ્ઠનો વ્યવહાર (મોટા નાનાનો વ્યવહાર) નાશ પામે છે કન્યાનો પિતા વય તથા વૈભવમાં જ્યેષ્ઠ હોય તો પણ જમા

ધના પિતાની અપેક્ષાએ અનિષ્ટ બને છે. અને આ પ્રમાણે વ્યવહારનો નાશ થવાથી વિનયનો નાશ થાય છે અને વિનયનો નાશ થવાથી અનુક્રમે અનર્થ પરંપરા ઉઠાવે છે

આ તો એક સામાન્ય કારણ ટીકાકારના મત પ્રમાણે દર્શાવ્યું પણ તેના કરતાં બીજું એક અધિક પ્રબળ કારણ છે એને હાલના મેડીકલમેન(ડાક્ટરો) પણ પુરવાર કરી આપે છે એકજ ગોત્રમાં ઉત્પન્ન થયેલાં પુત્ર પુત્રી આદિનો માંહોમાંહે પરસ્પર લગ્ન સંબંધ કરવામાં આવે તો તે સર્વથી ઉત્પન્ન થતાં બાળકો શરીરે અશક્ત અને નિર્બળ માલુમ પડે છે

ટીકાકારે—લૌકિક નીતિશાસ્ત્રનું કેટલુંક વિવેચન આપેલું તે નીચે પ્રમાણે છે—

વરની ઉમ્મર ૧૮ વર્ષની અને કન્યાની ઉમ્મર ૧૬ વર્ષની જોઇએ અગ્નિ તથા દેવતાઓની સાક્ષી સહિત જે વર તથા કન્યાનો હસ્ત મેળાપ થાય તેનું નામ લગ્ન કહેવાય. તેના આઠ ભેદ છે

(૧) બ્રાહ્મ્ય વિવાહ જેમાં કન્યાને વસ્ત્રાલંકાર પહેરાવીને તું આ મહા ભાગ્યશાળી પુરુષની સહધર્મચારિણી થા એમ કહી વરને આપવામાં આવે તે વિવાહ.

(૨) પોતાના ઘરના વૈભવને ઉચિત રીતે વરને આપી કન્યાદાન કરે તે પ્રજાપાત્ય વિવાહ.

(૩) ગા. નું બે જોડું આપી કન્યાદાન આપવું તે આર્ષ વિવાહ.

(૪) ઋત્વિજને યજ્ઞ (હોમ પૂજનાદિક) ને અર્થે કન્યાદાન કરવું તે દૈવ વિવાહ. ઉપર જણાવેલા ચાર પ્રકારના વિવાહ ધર્મયુક્ત કહી શકાય કારણ કે ગૃહસ્થાશ્રમને યોગ્ય ક્રિયાના કારણભૂત છે અને તેમાં માતપિતા બંધુ આદિ સ્વજનઆદિની સમ્મતિ છે

(૫) એક બીજાના પ્રીતિ થવાથી વિવાહ કરવો તે ગાંધર્વ વિવાહ.

(૬) કોઇ પણ પ્રકારની શરત કરીને કન્યા આપવી તે આસુર વિવાહ.

(૭) બળાત્કારથી કન્યાહરણ તે રાક્ષસ વિવાહ.

(૮) સુતેલી અથવા પ્રમાદથી કસ્તી કન્યાનું હરણ કરવું તે પૈશાચ વિવાહ.

છેલ્લા જણાવેલા આ ચાર વિવાહ અધર્મયુક્ત છે; પણ તેમાં પણ પરસ્પરની રૂચિ હોય તો ધર્મયુક્ત માનવામાં આવે છે હવે વિવાહનો લાભ શુદ્ધ કુલસ્ત્રીપ્રાપ્તી થી છે અને સારી સ્ત્રીથી સુસંતતિ ઉત્પન્ન થવાનો સંભવ છે, તેથી ચિત્તની શાન્તિની આશા રહે છે કારણ કે સ્ત્રી કુલીન હોય પોતાનો ધર્મ સમજતી હોય અને ગુણ ઉત્તમ ગુણવાળી હોય તો તેને કોઈ પ્રકારની ઘરની ચિંતા રાખવી પડતી નથી, અને ચિત્ત હંમેશાં પ્રસન્ન રહે છે વળી બ્હારથી કટા ળીને ઉદ્વેગ પામીને અને થાકીને આવ્યો હોય તે વખતે તે સુપ્રસન્ન સ્ત્રી પોતાના મધુર શબ્દોથી તેને આશ્વાસન આપી તેના દુખમાં ભાગ લઇ તેનું દુખ અર્ધું કરી નાખે છે વળી કુલીન સ્ત્રી ઘરસંસાર કેવી રીતે ચલાવવો તે સારી રીતે સમજે છે, અને કુલીનતાને લીધે ઉત્તમ ગુણો તેનામાં સ્વભાવિક માલુમ પડે છે વળી તે અતિથી ગુરૂ સ્વજન આદિનો સત્કાર કેવી રીતે કરવો તે જાણનાર હોય છે અને એવો ઘટે છે તેવો આદરસત્કાર આપનો એ પુરૂષો કરતાં સ્ત્રીઓ સારી રીતે પીછાણે છે હવે આવી સ્ત્રીઓ અશુદ્ધ માર્ગ તરફ ન દોરાય તે માટે ટીકાકાર નીચે પ્રમાણે ઉપાય જણાવે છે–

गृहकर्मविनियोग' परिमितार्थसंयोग' ।

अस्वातन्त्र्यम् सदा च मातृतुल्यस्त्रीलोकावरोपनम् ॥१॥

(૧) ગૃ' સંબંધી કામકાજ સોંપવું તેમ કરવાથી તેનું મન તે કાર્ય કરવામાં રોકાશે, એટલે તેને નિવૃત્તિ અથવા અવકાશનો બહુ સમય મળશે નહિ. ઘરનો કારભાર તેને સોંપવાથી આ કાર્ય મારે કરવાનું છે એવી બુદ્ધિથી તે સારી રીતે કરશે; અવકાશનો સમય ઓછો હોવાથી કુથલી અથવા પારકાની નિન્દા પણ થઇ શકશે નહિ તેમજ હલકી સ્ત્રીઓની સોબતમાં ફરવાનો પ્રસંગ પણ આવશે નહિ.

पतौ दाने दौर्भाग्य स्तब्धौ परोपभोग्यत्व,
आसक्तौ परिभवो मरण वा ॥
महोपकारेऽप्यनात्मीयत्व, बहुकालसम्बन्धेऽपि त्यक्तानां ।
तदेव पुरुषान्तरगमनमिति वेश्यानां कुलागतो धर्म इति ॥

વળી તે પાળીને પોતાની શિલા અથવા કુતરાની ચાટણ જેવી જાણે છે (પાળીની શિલાપર જે આવે તે ધુવે અને કુતરાની ચાટણમાં જે કુતરું આવે તે મુખ ઘાલે) કયો કુલીન પુરુષ તેમાં રાચે? તેને દાન આપવાથી દુર્ભાગ્ય આવે છે અથવા મનુષ્ય દરિદ્રી થાય છે તેણીને કરેલો સત્કાર બીજાના ઉપભોગમાં આવે છે વળી આસક્તિથી પરાભવ અથવા મરણ નિપજે છે મોટો ઉપકાર કર્યો છતાં તે પોતાની થતી નથી

બહુ કાળનો સંબંધ હોય તોપણ તેનો ત્યાગ કરી એટલે બીજા પુરુષ સાથે તેજ સમયે સહવાસ કરે છે ઇત્યાદિ અનર્થના કારણ વિચારી સુજ્ઞજનોએ કુલીન અને શીળવાળી સ્ત્રી સાથે લગ્ન સંબંધ બાંધવા એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે આ પ્રમાણે માર્ગાનુસારિપણાના બીજા ગુણનું વર્ણન પુરું થયું

## ત્રીજો ગુણ ચેતીને ચાલવા સંબધી

હવે ગ્રન્થકાર બીજા ગુણનું વિવેચન કરે છે—

दृष्टादृष्टापायाभीतिरिति ॥

અર્થ—જોવામાં આવતા તેમજ નહિ જોવામાં આવતા અનેક ઉપદ્રવોથી ભય પામી વર્તવુ, એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે

ભાવાર્થ—આ જગતમાં જે અન્યાય અથવા અધર્માચરણ થાય છે તેમાંથી કેટલાકનાં ફળ પ્રત્યક્ષ દેખાય છે અને કેટલાકનાં ફળ અનુમાનથી જણાય છે માટે તેવાં અનિષ્ટ પરિણામવાળાં કામથી દૂર રહેવું એ મનુષ્યના મનમાં પાપાચરણનો ખરેખરો ભય હોય તો તેનાં કારણોનો દૂરથી ત્યાગ કરવા તે પ્રયત્ન કરે. હવે કયા આચરણો

અત્યંત દુષ્ટ પરિણામવાળાં છે. અન્યાય વ્યવહાર, જુગાર પર સ્ત્રીગમન ચોરી, આ સર્વ તો આ જગતમાં પણ અનેક પ્રકારની વિટંબનાના કારણભૂત થતાં દ્રષ્ટિએ પડે છે

હવે કેટલીએક એવી બાબતો છે કે જેમાં રાજ્યતરફથી કાંઇ પણ ભય થાય નહિ પણ ધર્મશાસ્ત્રો તેમને મહાપાતકરૂપ માને છે અને તેના ફળરૂપે સંસારમાં અનેક ભવ સુધી રખડવાનું બતાવે છે તેવાં કાર્યનું ફળ આપણને જણાય નહિ, છતાં ધર્મશાસ્ત્રોપર વિશ્વાસ રાખી બુદ્ધિપૂર્વક તેનો વિચાર કરી તેવાં ફળથી બ્હીને દુષ્ટ આચરણ ન કરવું તેનું નામ પાપ ભય છે

દ્રષ્ટાન્ત તરીકે મદ્યમાંસ ભોજન અશુદ્ધ વિચાર, લોકોનું બુરૂં કરવાના સંકલ્પ મનમાં ધારે ક્રોધ આ વગેરે અનેક પ્રકારનાં આચરણ છે જેમાં આ જગતમાં કોઇ તરેહનો ભય હોતો નથી પણ તેથી કર્મના અચળ નિયમ પ્રમાણે અવશ્ય ભોગવવું પડે છે માટે તેવા ઉપદ્રવથી ડરીને શુદ્ધ માર્ગે ચાલવું અને આત્માને મલીન થવા ન દેવો. રાજ્યદંડના ભયથી તેમજ પરલોકના ભયથી ડરીને કર્મ તથા ભાવથી આત્માને શુદ્ધ રાખવો, એજ પ્રકારનો આ સૂત્રમાં આશય જણાય છે

## ચોથો ગુણ સત્પુરૂષોની પ્રશંસા.

### મૂળ—તથા શિષ્ટાચારપ્રશંસનમિતિ ॥

**અર્થ**—વળી સારા પુરૂષોના આચરણની પ્રશંસા કરવી.

ભાવાર્થ—સારા પુરૂષો અથવા શિષ્ટ પુરૂષો પ્રથમ કોને કહેવા તે અવશ્ય જરૂર જાણવું છે સદાચારમાં વર્તતા વૃદ્ધ અને જ્ઞાની પુરૂષોની સમીપમાં રહી વિશુદ્ધ શિક્ષા (ઉપદેશ) જેમણે પ્રાપ્ત કરી છે તે શિષ્ટ પુરૂષો કહી શકાય. તેઓના આચારવિચાર તે શિષ્ટાચાર કહેવાય

શિષ્ટ પુરૂષોના સર્વ ગુણોનું વર્ણન કરવું તે તો અશક્ય છે પણ તેમાંના મુખ્ય ગુણોનું ટુંકામાં વર્ણન કરે છે

लोकापवादभीरुत्वं दीनाभ्युद्धरणादरः ॥
कृतज्ञता सुदाक्षिण्यं सदाचारः प्रकीर्त्तितः ॥
सर्वत्र निन्दासंत्यागो वर्णवादश्च साधुषु ॥
आपद्यदैन्यमत्यन्तं तद्वत्संपदि नम्रता ॥
प्रस्तावे मितभाषित्वमविसंवादनं तथा ॥
प्रतिपन्नक्रिया चेति कुलधर्मानुपालनम् ॥
असद्व्ययपरित्यागः स्थाने चैव क्रिया सदा ॥
प्रधानकार्ये निर्बन्धः प्रमादस्य विवर्जनम् ॥
लोकाचारानुवृत्तिश्च सर्वत्रौचित्यपालनम् ॥
प्रवृत्तिर्गर्हिते नेति प्राणैः कण्ठगतैरपि ॥

લોકના અપવાદથી ભય રાખવો ગરીબ પુરૂષોનો ઉદ્ધાર કરવામાં આદર કરવો. કૃતજ્ઞતા (કરેલા ગુણનું અણુવાપણું) રાખવી. સુદાક્ષિણ્ય ભજવવું સદાચાર સેવવો. સર્વ પ્રકારે નિંદાનો ત્યાગ કરવો. રૂડા પુરૂષોની પ્રશંસા કરવી. દુઃખમાં પણ દીનતા ધારણ ન કરવી, સુખમાં નમ્રતા ધરવી. પ્રસંગે ઉચિત બોલવું. કોઈની સાથે વિરોધ ન કરવો. અંગીકાર કરેલું કરવું. કુળધર્મ પાળવો. ખોટા ખરચનો ત્યાગ કરવો. યોગ્ય સ્થાને યોગ્ય ક્રિયા કરવી. ઉત્તમ કામમાં મચ્યા રહેવું. પ્રમાદનો ત્યાગ કરવો. લોકાચાર પાળવો. સર્વત્ર ઉચિતનું રક્ષણ કરવું. પ્રાણ કંઠે આવ્યા હોય તોપણ નિન્દિત કામમાં પ્રવૃત્તિ ન કરવી. આ આદિ બીજા અનેક શુભ ગુણવાળાની પ્રશંસા કરવી. મનુષ્ય પ્રશંસા શા માટે કરે છે તે વિચારવા જેવું છે. જ્યારે તે ગુણોને પોતે ઉચ્ચ ધારતો હોય ત્યારેજ તેની પ્રશંસા કરે છે. એ તો એક સામાન્ય નિયમ છે કે જે વસ્તુ આપણને પ્રિય લાગે અથવા આનંદ કારક જણાય તે મેળવવાને સ્વાભાવિક પ્રબલ ભાવ હોય છે, માટે ઉપર જણાવેલા શિષ્ટ પુરૂષોની પ્રશંસા કરવાથી તેમના જેવા થવાને તે મનુષ્ય હોંસીલ છે અને પોતે ગુણગ્રાહી બને છે. ટીકાકાર પણ તેજ કહે છે.

गुणेषु यत्नः क्रियताम् किमाटोपैः प्रयोजनम् ॥
विक्रीयन्ते न घण्टाभिर्गावः क्षीरविवर्जिताः ॥
शुद्धा मलिन्निमायान्ति सम्पदाऽपीह नेतरे ॥
तमस्यपि विलोक्यन्ते दन्तिदन्ता न दन्तिनः ॥ २ ॥

ગુણ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો, આડંબરથી શું પ્રયોજન છે ? દુધ નહિ આપનારી ગાયોને ઘંટ બાંધવાથી વેચાતી નથી. તેના જેવું શુદ્ધ થવાથી પ્રસિદ્ધ થાય છે જેમ અંધારામાં હાથી (કાળા હોવાથી) જણાતા નથી પણ તેના દન્તશૂળ દેખાય છે તેજ પ્રમાણે જે ગુણવાળા હોય છે તે સર્વત્ર પૂજાય છે અને બીજાને અનુકરણ કરવા લાયક થઇ પડે છે તેવા સુશીલ પુરૂષનો દરેક આત્મહિતાર્થીએ સંગ કરવો, તેથી અનેક લાભ થાય છે તેઓ પોતાના કાર્યથી આ સૃષ્ટિને શુદ્ધ પ્રકાશિત કરતા રહે છે તેઓ પોતાના ઉપદેશથી શુદ્ધ માર્ગ બતાવી આપણા મનની મલિનતાનો નાશ કરે છે અને તેઓના વિચારથી પણ તેમના સંબંધમાં આવતા પુરૂષોના વિચાર શુદ્ધ બનાવે છે જ ખરે ખર લોહચુંબક હોય તેજ એવા સદ્ગુણ મળે કે જેમના દર્શનથી ત્રિવિધ તાપ ટળે.

## પાંચમો ગુણ—અંતરંગ છ શત્રુનો જય.

मूल—तथा अरिषड्वर्गत्यागेनाविरुद्धार्थप्रतिपत्त्येन्द्रियजय इति ॥

અર્થ —વળી છ પ્રકારના શત્રુનો ત્યાગ કરીને, (ગૃહસ્થ ધર્મને) અવિરૂદ્ધ (પાંચ ઇન્દ્રિયના વિષયરૂપ) અર્થ અંગીકાર કરીને ઇન્દ્રિયનો જય કરવો, એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

ભાવાર્થ —છ પ્રકારના શત્રુ નીચે પ્રમાણે છે કામ, ક્રોધ લોભ માન, મદ અને હર્ષ, એ છ શત્રુઓ છે તેનો ત્યાગ કરવો એ ગૃહસ્થનો ધર્મ છે. હવે તે દરેકનો અનુક્રમે આપણે વિચાર કરીશું અને તેનો ત્યાગ કરવાથી શા શા લાભ થાય છે તે તપાસીશું

**પ્રથમ કામ**—તેનો અર્થ સ્ત્રી સાથે ગમન કરવાની વૃત્તિ એવો થાય છે હવે ગૃહસ્થના વિષયમાં તેનો શો અર્થ કરવામાં આવ્યો છે તે જોવાનું છે, કારણ કે ગૃહસ્થ સર્વથા સ્ત્રીનો ત્યાગ કરી શકે નહિ માટે અહિંયા પરસ્ત્રી કુમારિકા અને વેસ્યાનો ત્યાગ કરવારૂપ ઉપદેશ છે. કારણ કે તે ઉપદેશ વિરૂદ્ધ વર્તન રાખવાથી આબરૂ જાય ધન જાય શરીર ખુવાર થાય અનેક વ્યાધિ ઉત્પન્ન થાય. વળી તેવા મનુષ્યો લોકોને સર્વથા અપ્રિય થઇ પડે છે અને કોઇ તેમનો વિશ્વાસ કરતું નથી. રાજ્ય તરફથી પણ દંડ પામે છે અને પરભવમાં અનેક દુઃખ ભોગવવાં પડે છે માટે સ્વદાર સંતોષ રાખવો એટલે પોતાની સ્ત્રીથી સંતુષ્ટ રહેવું તેમાં પણ બહુ લોલુપી થવું નહિ કારણ કે તેથી બળ તથા બુદ્ધિ નાશ પામે છે બાળક ઉત્પન્ન થાય તે પણ નિબળ થાય છે માટે ધીમે ધીમે તે કામવૃત્તિને નિયમમાં રાખતાં શિખવું જોઇએ. અને તેને વાસ્તે ગૃહસ્થાશ્રમ જેવી બીજી કોઇ ઉત્તમ શાળા નથી. વસ્તુ પાસે હોવા છતાં તેનાથી નહિ લલચાતાં તેની અસારતા અનુભવી ધીમે ધીમે તેના પાશથી મુક્ત થવું તેના જેવું બીજું શું ઉત્તમ કામ હોઇ શકે? ગુલામ જ્યાં સુધી છુટો થાય નહિ ત્યાં સુધી સેનાધિપતિ થઇ શકે નહિ તેજ રીતે જે મનુષ્ય પોતાની અધમ પાશવ વૃત્તિઓને તાબે છે ત્યાં સુધી કદાપિ તે સ્વતંત્ર થઇ બીજાને તાબે કરી શકે નહિ. સ્નાયુ કસરતથી મજબુત થાય છે મનની શક્તિ અભ્યાસથી ખીલે છે અને શાસ્ત્રોનો પણ આજ ઉપદેશ છે બલિષ્ઠ વિકારો હોવા છતાં તેનાપર મગવહો જય મનુષ્યને વીર જાણવો છે કામવૃત્તિ (મૈથુનભિલાષા) સૌથી બલિષ્ઠ વિકાર છે તેનાપર જય મેળવનાર આ જગતમાં દેવ સમાન છે

**ક્રોધ**—આ એક બીજો બલિષ્ઠ શત્રુ છે તેને વશ થયેલો મનુષ્ય ગમે તેવું અવિચારી કામ કરતાં જરા પણ આંચકો ખાતો

---

परिगृहीतास्वदारासु या स्त्रीषु सुरताभिमन्यिका काम ॥

અથવા વધારે જ્ઞાન પ્રાપ્ત થયા વિના નાશ પામતી નથી. માટે

**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत**

ઉઠો ! જાગૃત થાઓ ! મહાન પુરૂષને શોધી કાઢો અને જ્ઞાન મેળવો ! તેવા પુરૂષના બોધથી પોતાના જ્ઞાનની ખામી માલૂમ પડશે અને મનુષ્ય શિષ્યવૃત્તિ ધારણ કરી નમ્રતા રાખતાં શીખશે.

મદ—મદ એ પણ એક પ્રકારનો મનના ઉન્માદ છે મનની ચેષ્ટા છે તેથી મનુષ્ય પોતાને બીજા કરતાં ઉચ્ચ માનવા પ્રેરાય છે જુદી જુદી વસ્તુઓને આશ્રયી તેના આઠ પ્રકાર કહેવામાં આવ્યા છે કુળમદ જાતમદ એશ્વર્યમદ રૂપમદ લાભમદ તપમદ શ્રુતિમદ અને જ્ઞાનમદ એ રીતે મદના આઠ પ્રકાર છે આ આઠ પ્રકારમાં પ્રથમ સાત પ્રકારની વસ્તુઓ છે તે બહારની છે તે તો દરેક જન્મ માં બદલાયા કરે છે અને તેથી ક્ષણે ક્ષણે બદલાતી વસ્તુઓનો મદ કોઈ પણ સુજ્ઞ મનુષ્ય કરે નહિ પણ ઘણાક પુરૂષોને જ્ઞાનનો વિદ્યાનો મદ થાય છે આ મદ ઘણુ ભારી છે દરેક પ્રકારના મદનો નાશ તો જ્ઞાનથી થઇ શકે પણ જ્યાં જ્ઞાનનોજ મદ થયો ત્યાં ઉપાય શો? જ્યાં પોતાની માતાજ ઝેર આપે જ્યાં વાડ જ ચીભડાં ચોરે ત્યાં ઉપાય શો ? આનો ઉપાય કેવળ સદગુરૂની પ્રાપ્તિમાં રહેલો છે જ્યારે સદગુરૂ મળે અને તેમના દ્વારા વિશેષ જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે પોતાના જ્ઞાનની અલ્પતાનો ખ્યાલ આવે અને ત્યારેજ પોતાની લઘુતાનુ ભાન થાય કહ્યુ છે કે—

સઘુતાથી પ્રભુતા મળે પ્રભુતાથી પ્રભુ દૂર,<br>
કીડી કો મીસરી ચુગે, ગજ શિર નાખે ધૂળ'

વળી જ્ઞાન તે આ માનો સ્વાભાવિક ગુણ છે સ્વાભાવિક ગુણને સાઠ કોણ ઉન્મત્ત થાય ? કારણ કે આત્માને સંતોષે જ્ઞાન સ્વરૂપમગ્ન નિમગ્ન જ્ઞાનસ્વરૂપી કહેલો છે. માટે જેનુ સ્વરૂપ જ્ઞાન મય છે તેવા આ માના સ્વાભાવિક ગુણને સાઠ કોઇ પણ પ્રકારનો મદ—અભિમાન રાખવા તે કેવળ આત્મસ્વરૂપનુ અજ્ઞાન સૂચવે છે

વળી બીજી સાત વસ્તુઓને વાસ્તે પણ કોઈ પ્રકારનો મદ રાખવો તે ઉચિત નથી. કારણ કે કુળ, જાત, ઐશ્વર્ય રૂપ, લાભ

બીજાની કોઈ બાબતની વૃદ્ધિ જોઈ સહન કરી શકતો નથી અને તે સામા માણસમાંથી તે નાશ પામે તેવી ઇચ્છા રાખે છે અને નાશ થવાને અહર્નિશ પ્રયત્ન કરે છે આ રીતે અભિમાની માણસમાંથી પ્રમોદભાવના નાશ પામે છે અને ઇર્ષ્યા ઉત્પન્ન થાય છે જે આગળ અનેક પ્રકારનાં અશુભ પરિણામ લાવે છે માટે સમજુ માણસે સર્વથા આ માનનો ત્યાગ કરવો ઘટે છે

હર્ષ —ક્રોધ અને ઉદ્વેગ શત્રુ હર્ષ છે આ હર્ષને આત્માના સ્વાભાવિક ગુણ આનંદને માટે ભૂલવો જોઈતો નથી. આનંદ તે તો જેમ સ્વભાવ છે પણ બીજાની હલકી અને અધમ અવસ્થા જોઈ તેમાં ખોટી રીતે ખુશ થવું તેવો હર્ષ નો અર્થ થાય છે માટે ભાવકે એવા હલકા કાર્યથી સદા વિમુખ રહેવું કહ્યું છે:—

‘ हसत बांध्यां कर्म त रातां न छूटर प्राणीआ ’

માટે હલકી બાબતોમાં તેમજ હલકા વિચારોમાં ખોટી મજા માનવી એ ઉચિત નથી. આ હર્ષ ની વ્યાખ્યા ટીકાકાર નીચે મુજબ આપે છે તે ખુબ યાદ રાખવી ઘટે છે —

निर्निमित्तमन्यस्य दुःखोत्पादनेन स्वस्य द्यूत–
पापर्द्ध्याद्यनर्थसंश्रयेण वा मनःप्रीतिजननो हर्षः ॥

વિના કારણ બીજાને દુઃખ ઉપજાવીને અથવા જુગાર,શિકાર, પરસ્ત્રીગમન વગેરે વ્યસનોનો આશ્રય કરીને ખુશી થવું અને મનમાં મલકાવું તેનું નામ હર્ષ છે. આવો હર્ષ તો સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે કારણ કે તે દયા ધર્મથી વિમુખ છે કારણ કે જ્ઞાની વિશેષ વ્યાખ્યા આપતાં તપાસીએ તો આપણને જણાય છે કે કોઈ પણ પ્રાણીનું મન આપણા મન, વચન અને કાયાના વ્યાપારથી દુભાય-દુઃખી થાય ત્યાં તેના ભાવ પ્રાણ હણાય છે, અને હિંસા થાય છે, માટે બીજાને દુઃખ ઉપજાવવાના કારણભૂત આ હર્ષમાં પણ હિંસા થાય છે તેમજ જુગાર વગેરે સાત વ્યસનોમાં પ્રવર્તી [illegible] થી હર્ષ થાય એ પણ તેવા માણસની હલકી

સ્થિતિ ભોગવે છે કારણ કે જ્યાં સુધી કુટુંબને કુટુંબ રૂપ નથી જાણ્યો અને તેમાં રાગ રહેલો છે ત્યાં સુધી સુખરવાની આશા બેઠી છે ઘણીવાર સમજુ માણસો પણ અમુક ઉમ્મર પછી અલગ છે પણ દરેક વખતે પોતાની ભૂલને કબુલ કરે છે અને તેમાંથી જ્યારે હું જુદો તેવી ભાવના કરે છે પણ તેમાં આનંદ માનતા નથી અથવા હર્ષ પામતા નથી. માટે કુટુંબમાં હર્ષ નહિ રાખવો એજ ટીકાકારના કહેવાનો ભાવાર્થ છે

આ પ્રમાણે અંતરંગ છ શત્રુઓનો ત્યાગ કરીને ધર્મ તથા અર્થને બાધ ન આવે તે પ્રમાણે ગૃહસ્થાશ્રમને યોગ્ય પાંચે ઇંદ્રિયોના વિષયમાં અત્યંત આસક્તિ રાખ્યા સિવાય તે ભોગવવાં અને ધીમે ધીમે ઇંદ્રિયો ઉપર નિગ્રહ રાખતાં શીખવું કેમકે સર્વથા ઇંદ્રિયોનો રોધ કરવો તેતો યતિ નો ધર્મ છે અહીંયા સામાન્ય ગૃહસ્થ ધર્મનું સ્વરૂપ વર્ણવાય છે માટે યતિધર્મ બાબત વિશેષ વર્ણન આગળ કહેવામાં આવશે

तथा उपप्लुतस्थानस्याग इति ॥

અર્થ—ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરવો એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે

ભાવાર્થ—જ્યાં પોતાના રાજ્ય તરફથી અથવા બીજા રાજ્ય તરફથી લડાઇ થવાનો સંભવ હોય તેવા સ્થાનમાં વસવું યોગ્ય નથી. તેમજ જે સ્થાનમાં દુકાળ કે મરકી પ ચ હોય તેવા સ્થાનમાં પણ વસવું ઉચિત નથી. અસલના સમયમાં હાલની માફક રેલ્વે તથા સ્ટીમરોના સાધનો નહોતાં તેથી બીજા દેશોમાં પુષ્કળ પાક થયો હોય જ્યાં અમુક ગામવાળા દુકાળની આફતથી પીડાઇ મરણ પામતા માટે દુકાળ પડે તે ગામથી બીજા ગામમાં જઇ વસવાને અત્રે સલાહ આપી છે વળી મરકીવાળા શહેરમાં પણ વસવું એ આરોગ્યને નુકશાનકારક જ કારણ કે શરીરમાં નવા જુના અણુઓની અરનિયમ રાત દિવસ ચાલ્યાજ કરે છે શરીરના લોહીમાં લોહીના તાંતણા હાડકા સ્નાયુ વગેરે સર્વ અવયવોના બંધારણમાં અણુઓની અરનિયમ થેલી

તો સંપૂર્ણ રીતે થાય છે કે યોગ્ય વર્ષમાં તે શરીરશક્તિનો ભોગ પણ ઘુનો ભાગ રહેવા પામતો નથી. આ ફેરફાર થયા કરે છે તેને વાસ્તે આપણે શુદ્ધ સાત્વિક ખોરાક ખાવો, સ્વચ્છ જળ પીવું અને શુદ્ધ હવામાં ફરવું અને વિચાર પણ પવિત્ર રાખવા. કારણ કે વિચાર પણ શરીરપર અસર કરે છે. ઘણા ચિંતાતુર માણસોને સંગ્રહણીનો રોગ થાય છે એ વાત કોનાથી અજ્ઞાત છે? ઉપદ્રવવાળા સ્થાનમાં રહેવાથી ચિત્તની અશાંતિ થાય છે અને તેથી ધર્મધ્યાન થઇ શકતું નથી અને સંસાર વ્યવહાર પણ બરાબર થઇ શકતો નથી. તેથી આ લોક અને પરલોક બંનેનું હિત આપણે ખોઇએ છીએ. માટે જ્યાં ઉપદ્રવ હોય, તેવા સ્થળનો ત્યાગ કરવો.

सूत्र—स्वयोग्यस्याश्रयणम्

અર્થ—પોતાને ઉચિત એવા પુરુષનો આશ્રય કરવો.

પોતાને યોગ્ય હોય પોતાનું રક્ષણ કરવાને સમર્થ હોય, અને લાભ સંપાદન કરવામાં અને મેળવેલાનું રક્ષણ કરવામાં સમર્થ હોય તેવા શેઠ, શ્રીમંત વ્યાપારી અથવા રાજાનો આશ્રય લેવો. આશ્રય વગર પણ હિંમતવાળા મનુષ્યો પોતાનો માર્ગ કરે છે અને રેતમાં નાવ ચલાવે છે પણ જે સામાન્ય મનુષ્યો છે તે આશ્રય વગર ઉંચે ચઢી શકતા નથી. તેઓ લતા સમાન છે જેને વૃક્ષના આશ્રયની ખાસ જરૂર છે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે –

स्वामिमूलाः सर्वाः प्रकृतयः ।
अमूलेषु तरुषु किं कुर्यात्पुरुषप्रयत्नः ॥

પ્રજાનો આધાર સ્વામી અથવા શેઠ ઉપર રહેલો છે. મૂળ રહિત વૃક્ષ હોય તો પુરુષ પ્રયત્ન શું કરી શકે? મૂળ સારું હોય તો ફળને ઉછેરવાનો કરેલો પ્રયત્ન સિદ્ધ થાય પણ જો મૂળજ સડેલું હોયતો પરિણામ અનિષ્ટ આવ્યા સિવાય રહેજ નહિ. ત્યારે કોઇ પુછશે કે કેવા ગુણવાળા સ્વામીની સેવા કરવી? તો તેના જવાબમાં જણાવવાનું કે ધર્માત્મા, શુદ્ધ કુળવાળો શુદ્ધ આચારવાળો શુદ્ધ પરિવારવાળો, પ્રતાપવાન, ન્યાયવાન જે સ્વામી હોય તેની સેવા સર્વ રીતે

સુખ પામે છે માટે તેવા સ્વામિને શોધીને તેનો આશ્રય કરવો અને એક ચિત્તથી અને અનન્ય નિષ્ઠાથી તેની સેવા કરવી. કારણ કે તેવી સેવાથીજ સ્વામી પ્રસન્ન થાય છે અને ધીમે ધીમે ઉચ્ચ પાયરી-પર સેવકને ચઢાવી છેવટે પોતાના ધંધામાં તેને ભાગીદાર બનાવે છે માટે સ્વામી કરતાં પ્હેલાં બહુ વિચાર કરવો. પણ એમ ધણી તો તેની બહુજ આવથી નોકરી ઉઠાવવી કે જેથી ઇચ્છિત લાભ થોડા સમયે મળી શકે છે

## मूल—तथा प्रधानसाधुपरिग्रह'

**અર્થ**—ઉત્તમ અને સારા આચારવાળા પુરૂષોની સોબત કરવી.

**ભાવાર્થ**—સુજનતા દયાપણુ કૃતજ્ઞતા વગેરે ઉત્તમ ગુણો ધરાવનાર પુરૂષોની સોબત કરવી કારણ કે તેથી ધીમે ધીમે આપ ણામાં એવા ઉચ્ચ ગુણો વાસ કરશે. માણસ જે પુસ્તકો વાંચે છે જે પ્રસંગમાં આવે છે અને જે માણસના સંબંધમાં આવે છે તે સર્વે તેના ઉપર સારી કે માઠી અસર કરે છે તેના કરતાં ચૈતન્યવાળા માણસો વધારે અસર કરે એ સ્વાભાવિક છે એક પાણીનુ બિંદુ તપેલા લોઢાના સળીયા પર પડે છે ત્યારે તેનું નામ નીશાન પણ રહેતું નથી વે જ્યારે કમળની પાંદડી પર પડે છે ત્યારે મોતી જેવુ દેખાય છે અને સ્વાતિ નક્ષત્રમાં જ્યારે દરિયામાં ઉઘડેલા માં વાળી છીપમાં પડે છે ત્યારે ખાસ મોતીજ થાય છે માટે ઘણુ કરીને અ ધમ મધ્યમ અને ઉત્તમ ગુણ સોબતથીજ મળે છે ઉત્તમ પુરૂષની સોબત આપણને ઉત્તમ થવાને પ્રેરે છે તેમનાં ઉત્તમ કાર્યો આપણને ઉત્તમ કાર્ય કરતાં શીખવે છે તેમનો ઉત્તમ બોધ આપણા જીવન વ્યવહારને ઉન્નત બનાવવા દોરે છે આ પ્રમાણે તેમનાં વચન અને કાર્યો આપણને અસર કરે છે એટલુંજ નહિ પણ તેમના શુદ્ધ વિચારો પણ આપણને શુદ્ધ વિચારવાળા બનાવે છે મહા પુરૂષના ઉદય વિના સત્સમતિ મળતી નથી કહ્યુ છે કે—

યો સંપૂર્ણ રીતે થાય છે કે થોડા વખતમાં તે શરીરમાંનો એક પણ ગુણ અંશ રહેવા પામતો નથી. આ ફેરફાર થયા કરે છે તેને વાસ્તે આપણે શુદ્ધ સાત્વિક ખોરાક ખાવો, સ્વચ્છ જળ પીવું અને શુદ્ધ હવામાં ફરવું અને વિચાર પણ પવિત્ર રાખવા. કારણ કે વિચાર પણ શરીરપર અસર કરે છે. ઘણા ચિંતાતુર માણસોને સંગ્રહણીનો રોગ થાય છે એ વાત કોનાથી અજ્ઞાત છે? ઉપદ્રવવાળા સ્થાનમાં રહેવાથી ચિત્તની અશાંતિ થાય છે અને તેથી ધર્મધ્યાન થઇ શકતું નથી, અને સંસાર વ્યવહાર પણ બરાબર થઇ શકતો નથી. તેથી આ લોક અને પરલોક બંનેનું હિત આપણે જોઇએ છીએ. માટે જ્યાં ઉપદ્રવ હોય તેવા સ્થળનો ત્યાગ કરવો.

मूल-स्वयोग्यस्याश्रयणम्

અર્થ—પોતાને ઉચિત એવા પુરૂષનો આશ્રય કરવો.

પોતાને યોગ્ય હોય પોતાનું રક્ષણ કરવાને સમર્થ હોય, અને કાર્ય સંપાદન કરવામાં અને મેળવેલાનું રક્ષણ કરવામાં સમર્થ હોય તેવા શેઠ શ્રીમંત, વ્યાપારી અથવા રાજાનો આશ્રય લેવો. આશ્રય વગર પણ હિંમતવાળા મનુષ્યો પોતાનો માર્ગ કરે છે અને રેતમાં નાવ ચલાવે છે પણ જે સામાન્ય મનુષ્યો છે તે આશ્રય વગર ઉંચે ચઢી શકતા નથી. તેઓ લતા સમાન છે એને વૃક્ષના આશ્રયની ખાસ જરૂર છે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

स्वामिमूलाः सर्वाः प्रकृतयः ।
अमूलेषु तरुषु किं कुर्यात्पुरुषप्रयत्न ॥

પ્રજાનો આધાર સ્વામી અથવા રાજા ઉપર રહેલો છે. જે મૂળ રહિત વૃક્ષ હોય તો પુરુષ પ્રયત્ન શું કરી શકે? મૂળ સારું હોય તો જ તેને ઉછેરવાનો કરેલો પ્રયત્ન સિદ્ધ થાય પણ જો મૂળજ સડેલું હોય તો પરિણામ અનિષ્ટ આવ્યા સિવાય રહેજ નહિ. ત્યારે કેવા પુરૂષો કે કેવા ગુણવાળા સ્વામીની સેવા કરવી? તો તેના જવાબમાં જણાવવાનું કે ધર્માત્મા, શુદ્ધ કુળવાળો શુદ્ધ આચારવાળો, શુદ્ધ પરિવારવાળો, પ્રતાપવાન્, ન્યાયવાન્ જે સ્વામી હોય, તેની સેવા સર્વ રીતે

મૂલ—લક્ષણોપેતો ગૃહવાસ ઇતિ

**અર્થ**—વાસ્તુશાસ્ત્રમાં કહેલા લક્ષણવાળું ઘર વસાવવું

**ભાવાર્થ**—જ્યાં દુર્વાઘાસના અંકુર ઘણા હોય અને કુશ નામની વનસ્પતિ ઘણી હોય જ્યાં સારા રંગની તેમજ સારી ગંધવાળી માટી હોય જ્યાં સ્વાદિષ્ટ જળની ઉત્પત્તિ હોય ત્યાં તથા પ્રમાણસર શુભ પૃથ્વી ઉપર, સારા વાસ્તુશાસ્ત્રના નિયમસર બાંધેલા ઘરમાં પ્રવેશ કરવો કારણ કે તેવાં લક્ષણ રહિત ઘરમાં વસવાથી વૈભવની હાનિ થાય છે એમ ટીકાકાર કહે છે અને તેથી ઉલટું સારા ઘરમાં વાસ કરવાથી માણસ પૈસે ટકે સુખી થાય છે

આટલા વિચારો ટીકાકારને મતે દર્શાવ્યા હવે હાલના વિચારો પ્રમાણે ઘર બાંધવામાં શી બાબતની ખાસ સગવડતા રાખવી તે તપાસીએ બીજી નથી જાણતો મને તેમ તો તોપણ ઘર એવી રીતે બાંધવું જોઈએ કે સૂર્યનો પ્રકાશ ઘરમાં સીધો આવી શકે જેમ વનસ્પતિ આદિને પોતાની વૃદ્ધિ અર્થે પ્રકાશની જરૂર છે તેમ મનુષ્યને પણ પોતાના શરીરને નીરોગી રાખવાને સૂર્યના કિરણની જરૂર છે જ્યાં પ્રકાશ આવી શકે નહી ત્યાં ડૉક્ટરે આવવું જ જોઈએ! બીજા શહેરોમાં ઘણીએ તો જે ઘરમાં સૂર્યનો પ્રકાશ આવી શકતો નથી તે ઘરના માણસો જેવા ફીકા પીળા થઈ જાય છે; દવા વિના રહેતા જ નથી. અને તેથી તેવા ઘરના માણસો વાસ્તે વૈદને બોલાવવાની જરૂર પડે છે વળી શુદ્ધ હવા જે સ્થાનમાં આવી શકે તેવા સ્થાનમાં ઘર બાંધવું જોઈએ છે માણસને જેટલી ખોરાકની જરૂર છે તેના કરતાં વધારે જરૂર પાણીની છે અને પાણી કરતાં પણ વિશેષ જરૂર હવા અને તેમાં પણ શુદ્ધ હવાની છે કલકત્તાના બ્લેકહોલમાં પુરાયેલા ૧૪૬ માણસમાંથી બીજે સવારે ફક્ત ૨૩ માણસ જીવતા માલૂમ પડ્યા, તેનું કારણ સારી હવાની ખામી સિવાય બીજું કંઈ નહોતું હવાની બરાબર આવજા થઈ શકી ન હતી કારણ કે તે અંધારી કોટડીને ફક્ત એક નાનું જાળીયું હતું. માટે શુદ્ધ હવા આવે તેવા સ્થાનમાં વસવું અને તેટલા સારૂ ઘરની ખાસ

સૂત્ર—वित्तानुरूपो वेषो विरुद्धत्यागेनेति ॥

અર્થ—વિરૂદ્ધ વેષનો ત્યાગ કરીને પોતાની સંપત્તિને અનુસારે તેવો પોશાક ધારણ કરવો, એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

ઢીંચણ સુધી ઉંચું પોતીયું પહેરવું પાટલીને ભેગું મુકવું, તથા જાર પુરૂષ અથવા વેશ્યાઓની પેઠે વેષ પહેરવો તે વિરૂદ્ધ વેષ સમજવો. તેવા વેષને ઉદ્ભટ વેષ કહેવામાં આવે છે. ઉદ્ભટનો અર્થ સુંદર આકર્ષક ઉદ્ભટ એવો થાય છે. આ ઉપરથી એમ ન સમજવું કે સારો પોશાક પહેરવાની શાસ્ત્રકાર મના કરે છે પણ પોતાની શક્તિ નહિ છતાં પોતાને જે ઉચિત નથી, તેવો પોશાક ધારણ કરવાથી ખરચ વધારે થાય છે લોકોમાં હાંસી અને નિન્દા થાય છે. ઉદ્ભટ વેષ કેવળ કુપડાંઓમાંજ સમાતો નથી. પણ શરીરને શણગારવું વાળ ઓળવા તેલ ફુલેલ લગાડવાં અત્તર છાંટવાં માથે ઉંચા રાખવાં એ સર્વેનો તેમાં સમાવેશ થાય છે. એક કવિ આવા વેષનું વર્ણન કરતાં કહે છે કેઃ

અપે તેલ ફુલેલ લગાવે, માથે ફાળાં ચાલેજી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી.

તેવો વેષ ધારણ કરવાથી કંઈ કાર્ય પણ સિદ્ધ થતું નથી પણ લોકોમાં હાંસી થાય છે. માટે તેવા લોક વિરૂદ્ધ કર્મનો ત્યાગ કરી પોતાના વિભવ વય તથા દેશને ઉચિત વેષ ધારણ કરવો કે જેથી જગમાં માનપ્રતિષ્ઠા મળે અને હાંસી ન થાય. કોઈ આપણી હાંસી કરે તો તરત આપણને ક્રોધ થાય છે અને ક્રોધને તો ટાળવાનું પગે પગે શાસ્ત્રકારો કહે છે માટે જે ક્રોધનું કારણભૂત છે એવો પોશાક પહેરવો નહિ. પ્રસન્ન વેષ ધારણ કરનાર મંગળમૂર્તિ કહેવાય છે અને મંગળથીજ લક્ષ્મી મળે છે. કહ્યું છે કે—

श्रीर्मङ्गलात्प्रभवति प्रागल्भ्यात्संप्रवर्धते ।
दाक्ष्यात्तु कुरुते मूलं संयमात्प्रतितिष्ठते ॥

મંગળથી લક્ષ્મી ઉત્પન્ન થાય છે ચતુરાઈથી લક્ષ્મીની વૃદ્ધિ

વિવેચન.—દેશાચારનું ઉલ્લંઘન કરવાથી લોકોની અપ્રીતિ થાય છે અને તેથી અકસ્માત્ થવાનો ભય રહે છે. દેશના આચાર વિચાર શુદ્ધ પુરુષોએ અનુભવથી પ્રમાણથી તેમજ વિવેક બુદ્ધિથી બાંધેલા, માટે તેનો અનાદર કરતાં અથવા તે આચારથી પહેલાં વધુ વિચાર કરવાની આવશ્યકતા છે. નવું ગ્રહણ કરતાં પહેલાં જુનાનો વધુ વિચાર કરવો ઘટે છે. તેમાં જ્યારે ખામી લાગે ત્યારે જ તેનો ત્યાગ કરવામાં આવે પણ નવા તેમજ જુના રીવાજના ગુણદોષનું પરિપૂર્ણ અવલોકન કર્યા પછીજ કંઈ પણ ગ્રહણ કરવું અથવા છોડવું જોઈએ. પ્રાચીન કવિએ કહ્યું છે કે 'જુનું એટલું બધું સારું અને નવું એટલું બધું ખોટું એમ કંઈ શક્ય નથિ. મૂઢ મનુષ્યો ગાડરીઆ પ્રવાહની માફક બીજાની બુદ્ધિથી દોરાય છે પણ સત્પુરુષો તો પરીક્ષા કરી બન્નેમાંથી સારું લાગે તે ગ્રહણ કરે છે. લૌકિકમાં પણ કહેવાય છે કે—

यद्यपि सकलां योगी छिद्रां पश्यति मेदिनीम्
तथापि लौकिकाचारं मनसापि न लंघयेत् ॥

યોગીપુરુષ જો કે સમગ્ર પૃથ્વીને છિદ્રવાળી દેખે છે અર્થાત્ બધા પુરુષોને દોષયુક્ત જુએ છે તો પણ મનથી પણ લૌકિક આચારનો ત્યાગ કરતો નથી.

માટે કેટલાક દેશાચાર આપણને નઠારા લાગતા હોય તો પણ જ્યાં સુધી આપણા કલ્યાણ માર્ગમાં વિઘ્નકર્તા ન હોય ત્યાં સુધી તે પાળવા એજ સાર છે.

सूत्र—तथा गर्हितेषु गाढमप्रवृत्तिरिति ॥

અર્થ—આ લોક તથા પરલોકમાં જ ત્યાગ કરવા યોગ્ય અને નિંદા પાત્ર છે, એવા મદ્યમાંસ સેવન, પરસ્ત્રીગમન, જુગાર, ચોરી આદિહિંસા એવા પાપસ્થાનમાં મન, વચન અને કાયાને પ્રવર્તાવવી નહિ, આવી રીતે શુદ્ધાચાર પાળવાથી સામાન્ય કુળમાં ઉત્પન્ન થયેલો મનુષ્યપણ ઘણી મહત્તા મેળવે છે.

न कुलं वृत्तहीनस्य प्रमाणमिति मे मतिः ।
अन्त्येष्वपि जातानां वृत्तमेव विशिष्यते ॥

સદાચાર રહિત પુરુષનું કુળ પ્રમાણરૂપ નથી એમ હું માનું છું કારણ કે હલકા કુળમાં ઉત્પન્ન થએલા પુરુષનો સદાચાર મોટાઇને પામે છે

વર્તન એજ માણસના ઉચ્ચ નીચપણાની કસોટીનો પત્થર છે જેનું વર્તન ઉચ્ચ નથી તે ભલે તેવો ધનવાન કે ઉચ્ચ કુળવાળો હોય તોપણ તે સદાચારી પુરુષ આગળ કશા હિસાબમાં નથી. ભર્તૃહરિએ કહ્યું છે કે –

श्रोत्रं श्रुतेनैव न तु कुण्डलेन दानेन पाणिर्न तु कङ्कणेन ॥
विभाति कायः करुणापराणां परोपकारैर्न तु चन्दनेन ॥

માણસનો કાન જ્ઞાન સાંભળવાથી શોભે છે પણ કુંડળથી શોભતો નથી. હાથ કંકણથી નહિ પણ દાનથી શોભે છે તેમજ દયાળુ હૃદયના પુરુષોનું શરીર ચન્દનથી નહિ પણ તે પરોપકારથી શોભે છે માટે નિન્દ્ય આચારનો ત્યાગ કરી સત્કાર્યમાં પ્રવર્તવું એજ સાર છે

મૂલ—तथा सर्वेष्ववर्णवादत्यागो विशेषतो राजादिष्विति ॥

અર્થ—વળી સર્વ માણસના દોષ કથનનો ત્યાગ કરવો અને વિશેષ કરીને રાજાઆદિ માનનીય પુરુષોના દોષ તો કદાપિ પ્રગટ કરવા નહિ.

વિવેચન–કોઇ પણ પ્રાણીનું ભૂંડું બોલવાથી તે પ્રાણી સાથે દ્વેષ થાય છે દ્વેષ ઉત્પન્ન કરવાનું પારકાની નિંદા જેવું બીજું કોઈ મોટું કારણ નથી. ઉપદેશરત્નકોશમાં વર્ણવ્યું છે કે –

કુજનની પણ નિંદા કરવી નહિ. (નિંદા કાર્યા કુજનસ્યાપિ ન કદાપિ) આ શબ્દોપર ખાસ લક્ષ રાખી વિચાર કરો તેમાં કેટલું ઉત્તમ રહસ્ય રહેલું છે તેનો ખ્યાલ લાવો. જેને આપણે ખરાબ મનુષ્ય ધારતા હોઇએ તેની પણ કદાપિ નિંદા કરવી નહિ. કારણ કે નિંદાથી આપણને તેમજ તેને કોઇ પણ પ્રકારનો લાભ થતો નથી. તે તે પોતાની નિંદા થતી જાણી પોતાના અવગુણ કબુલ કરશે નહિ,

પણ આપણા પર હલકો પ્રેમ બતાવે અને આપણાથી વિમુખ થશે. તેના બદલે તેને ખાનગીમાં સલાહ આપી હોય તો તે પોતાની ભુલ કબુલ કરી સુધરવા પોતાથી બનતો પ્રયત્ન કરશે. દરેક મનુષ્ય દોષને પાત્ર છે. થોડા ઘણા અવગુણથી સર્વે ભરેલા છે. જ્યાં સુધી કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું નથી, ત્યાં સુધી સર્વ મનુષ્યોમાં કોઈને કોઈ પ્રકારનો દોષ તો જણાવાનોજ તો પછી પારકાની નિંદા કરવા કરતાં આપણા અવગુણની નિંદા કરી તે સુધારવામાં વખત ગાળીએ તો તેના જેવું રૂડું કાર્ય બીજું એક પણ નથી. નિંદાથી સામો સુધરતો નથી, પણ નઠોર બને છે. પણ ખાનગીમાં સલાહ આપવાથી સુધરવા સંભવ છે. હમેશાં ગુણ દૃષ્ટિ રાખવી. દરેક મનુષ્યના ગુણની પ્રશંસા કરવી અને જે ગુણ પોતાનામાં ન હોય તો તે મેળવવા પ્રયત્ન કરવો. ગુણગ્રાહી પુરૂષોને સર્વત્ર કાંઈને કાંઈ શિખવાનું તથા જાણવાનું મળી આવે છે. જગતમાં એવી એક પણ વસ્તુ નથી એવો એક પણ માણસ નથી અને એવો એક પણ સંયોગ નથી કે જે આપણને કાંઈ પણ પ્રકારનો બોધ આપી શકે નહિ. પારકાના મેલમાં કપડાં ધોવાથી કોઈ દિવસ તે ઉજળાં થઈ શકે નહિ, તેજ રીતે પરપુરૂષના અવગુણરૂપ મલીનતાના વિચારોમાં મન પરોવવાથી આપણો આત્મા કદાપિ નિર્મળ થઈ શકે નહિ. સામા પુરૂષની નિંદાના વિચારો કરતાં તેનામાં જે અવગુણ ન હોય તે પણ આરોપવામાં આવે છે. આપણને તેથી કાંઈ પણ લાભ થતો નથી, પણ તે આપણો શત્રુ થાય છે. તેવા નિંદાના વિચારો મનમાંથી કહાડી નાખવાનો સૌથી સારો ઉપાય તેના ગુણ તરફ દૃષ્ટિ રાખવાનો છે. જેમ ભક્ત પુરૂષો ભક્તિના આવેશમાં ભક્તિના પાત્રમાં કોઈ અવગુણ હોય તે પણ જોતા નથી, તેજ રીતે આપણે પણ અવગુણ તરફ દૃષ્ટિ ન રાખતાં ગુણગ્રાહી થવું. કોઈના પણ અવર્ણવાદ બોલવાનું મન થાય ત્યારે મનને શુદ્ધ કરવાની જરૂર પડે છે.

જ્યારે ક્રોધ થાય, જુઠું બોલવામાં આવે બીજાના દોષ નિરર્થક ખુલ્લા કરવામાં આવે, ગુણવંતને સાચા કાંઈ પણ બોલવામાં આવે અથવા કરવામાં આવે, અથવા અપ્રમાણિક વચન કે

મનથી કોઈને ઉતારવામાં આવે ત્યારે મનને શુદ્ધ કરવાની જરૂર પડે છે." કારણકે ઉપર જણાવેલા પ્રસંગોમાં મન અપવિત્ર બને છે પોતાનું કર્તવ્ય ભૂલી જાય છે અને અશુભ અધ્યવસાયવાળું થાય છે માટે નિંદાનો સર્વથા ત્યાગ કરવો એજ ઉત્તમ જનોનું લક્ષણ છે

તેમાં રાજા પ્રધાન વગેરે રાજ્યાધિકારીઓની નિંદા તો કદાપિ કરવી નહિ અસલથી આપણું આર્યાવર્ત રાજ્યભક્તિને પ્રખ્યાત છે અને રાજાઓ પણ પ્રજા તરફ પોતાનો ધર્મ યથાર્થ રીતે બજાવતા હતા,

'राजा प्रजारंजन सम्यक्पार्थ' રાજાઓ પ્રજાને રંજન કરીને કીર્તિ મેળવી હતી આવો રાજા પ્રજા વચ્ચેનો ઉત્તમ સંબંધ હાલમાં જો કે ઓછો આપણી દ્રષ્ટિએ પડે છે એ આપણને કર્મના અચળ અને સ્થાયી નિયમમાં પ્રતીતિ હોય તો આપણે કબુલ કરવું પડશે કે જે રાજા આપણા ઉપર રાજ્ય કરતું હોય છે તે આપણી આંતર સ્થિતિને યોગ્ય હોવાથીજ મળ્યું હોય છે સમગ્ર પ્રજાના કર્મ પ્રભાવે રાજા તથા રાજ્ય મળે છે.

मूल—तथा असदाचारैरसंसर्गः संसर्गः सदाचारैरिति ॥

ભાવાર્થ—દુરાચારીની સોબત ન કરવી અને સદાચારોની સોબત કરવી; એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે

વિવેચન—જેમ સામાન્ય રીતે લોકો અગ્નિથી બળતા ઉપદ્રવથી હેરાન થતા, અને દુકાળની પીડા પામતા તેમનો ત્યાગ કરી અન્ય સ્થળે જઈ વસે છે તેમ આ લોક તથા પરલોક ઉભય લોકમાં અનીતિભરી આચરણો વાળાને દુરથીજ નમસ્કાર કરવા અર્થાત્ તેમનો બિલકુલ સંગ ન કરવો. ખરાબ માણસોની સોબત ત્યાગ મૂકીદેવીજ પણ એમ સમજવાનું નથી. સારા માણસોની સોબત મેળવી લેવાને પણ ચૂકવું જોઈએ નહિ તેથી વધારે આચાર અને વિચારો બહુજ ઉત્તમ પ્રકારના થશે સમાન ધર્મીઓ સાથે ગોષ્ઠી કરવાથી ધર્મભાવના સતેજ રહે છે અને તે ભાવનામાં વૃદ્ધિ

થાય છે સત્સંગનું માહાત્મ્ય એટલું બધું છે કે આખો ગ્રન્થ લખીએ તોપણ સંપૂર્ણ રીતે તે કહેવાની શક્ય નહિ. કવિ ભર્તૃહરિ કહે છે કે—

जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं ।
मानोन्नतिं दिशति पापमपाकरोति
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं ।
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥

સત્સંગ બુદ્ધિની જડતા હરે છે વાણીમાં સત્ય સિંચે છે માન અને ઉન્નતિનો માર્ગ બતાવે છે પાપને દૂર કરે છે ચિત્તને નિર્મળ કરે છે દિશાઓમાં કીર્તિને ફેલાવે છે, અહો ! કે સત્સંગ શું નથી કરી શકતો ?

વળી ટીકાકાર કહે છે કે—

यदि सत्संगनिरतो भविष्यसि भविष्यसि ।
अथासज्जनगोष्ठीषु पतिष्यसि पतिष्यसि ॥

જો સારા પુરુષોની સોબતવાળો થઈશ તો ઐશ્વર્યવાળો થઈશ. અને જો તું અસત્પુરુષની સોબતમાં પડીશ તો તું સર્વ ઐશ્વર્યથી પતિત થઈશ એટલે સુખ મેળવી શકીશ નહિ. માટે સત્સંગ સેવવો.

**મૂલ—तथा मातृपितृपूजेति ।**

**અર્થ**—વળી માતા પિતાની પૂજા કરવી.

**ભાવાર્થ**—વસ્તુતઃ જે જે આર્ય આચારોને વાસ્તે પ્રસિદ્ધ છે તેમાં માતપિતાની ભક્તિ એ ઉત્તમ આચાર છે જે દિવસે પોતાના રાજ્યાભિષેકને વાસ્તે સઘળી તૈયારીઓ થઈ રહેલી છે ચારે બાજુએ આનંદ વ્યાપી રહેલો છે તેજ દિવસે પોતાના પિતાનું વચન રાખવાને રાજ્યપાટ મુકી વનવાસમાં ચૌદ વર્ષ સુધી જવાનું હર્ષ સાથે કબુલ કરે એવા પિતૃભક્ત રામચંદ્રનું દૃષ્ટાન્ત તમે બીજા કયા દેશના પ્રતિ-હાસમાંથી શોધી શકશો ? ચરમ તીર્થંકર પૂજ્ય ભગવાન્ શ્રી મહાવીર સ્વામી જ્યારે ત્રિસલા દેવીના ઉદરમાં આવ્યા પછી પોતાની માતાને દુઃખ ન થાય એમ ધારી કેટલોક સમય અચળ રહ્યા, તે વખતે તેમની માતા કલ્પાંત કરવા લાગ્યા અને તેમને મૂર્છા આવી ત્યારે

ભગવાને મન સાથે દૃઢ સંકલ્પ કર્યો કે "અહો! માતાનો પ્રેમ કેવો અપૂર્વ છે! હજુ મને જોયો નથી તે પહેલાં તેનામાં આટલો સ્નેહ વર્તે છે તો પછી મને જોયા પછી તો સ્નેહનું પુછવુંજ શું? ત્યારે હું દીક્ષા લેઉંઈ તે તેનાથી કેમ સહન થઇ શકશે? માટે જ્યારે મારા માતપિતા સ્વર્ગે જશે ત્યારે હું દીક્ષા લેઇશ." આ વિચાર તરફ —ભગવાનની માતપિતાની ભક્તિ તરફ—જરા સ્થિર ચિત્તથી દૃષ્ટિ વાળો. જે ભગવાનને આપણે પૂજ્યમાં પૂજ્ય ગણીએ છીએ અને જેમના દરેક બોલને આપણે માન આપીએ છીએ તેમણે જે દાખલો પોતાના જીવનચરિત્રથી બેસાડ્યો છે તે ઉપર જો આપણે દુર્લક્ષ આપીએ તો આપણે ખરેખરા ભગવાનની આજ્ઞા વિરૂદ્ધ વર્તનારા કહેવાઇએ. માટે માતાપિતાનો ઉપકાર હૃદયમાં લાવી તેમને જેથી સુખ ઉપજે તેમ વર્તવું તેમનું પૂજન શી રીતે કરવું? ટીકાકાર જણાવે છે કે —

पूजन चास्य विज्ञेयं त्रिसन्ध्य नमनक्रिया ॥
तस्यानवसरेप्युच्चैश्चेतस्यारोपितस्य तु ॥ १ ॥

પ્રાતઃકાળે મધ્યાહ્નકાળે તથા સાયંકાળે માતાપિતા વગેરે પૂજ્ય વર્ગને નમસ્કાર કરવા તેનું નામ પૂજન કહેલું છે અને અવસર ન મળે તો પણ ચિત્તમાં તેમનું ઉત્તમ પ્રકારે આરોપણ કરી નમસ્કાર કરવો. પરદેશ જતી વખતે અને આવીને પણ વિનયપૂર્વક નમસ્કાર કરવો. માતાનું હૃદય બહુજ પ્રેમાળ હોય છે અને તેણે આપેલી આશિષ પુત્રના કાર્યની સિદ્ધિમાં અગત્યનો ભાગ ભજવે છે. તેમના ઉપર કોપ કરવો નહીં અને તેમના ભણી ઉદ્ધત થઇ કડુ વચન બોલવાં નહિ તેમની આજ્ઞાનુ ઉલ્લંઘન કરવું નહિ તેમની કુઆશિષને પાત્ર કદાપિ થવું નહિ. તે આપણે વાસ્તે જે દુઃખ સહન કરે છે આપણને ઉછેરવાને અલ્પ સાધન છતાં જે પ્રયાસ કરે છે તેમજ દુઃખ વેઠીને આપણને સુખી કરવા તત્પર રહે છે તેમજ પ્રેમનાં ઝરણાં આપણા કલ્યાણ વાસ્તે પોતાના હૃદયમાંથી વ્હેવરાવે છે એ સર્વ સ્મરણમાં રાખી તેમનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. સ્થાનાંગ સૂત્રમાં કહ્યું છે કે તેમને પ્રસન્ન કરવાને જપે તેવાં

કાર્ય કરીને તેઓનું તેમના ઉપકારનો બદલો વળી શકે તેમ નથી. તેમને ધર્મતત્ત્વની પ્રાપ્તિ કરાવી આપવાથી અને કેવળ બીજ સાધ- નથી તેમના ઉપકારનો બદલો વળી શકે માટે જ્યારે પોતાનામાં વધારે કમાવા જેટલી શક્તિ આવે ત્યારે ધર્મ આરાધનમાં વર્તતા માતપિતાને તે કાર્યમાં સ્થિર કરવા "આજથી ઘરનો સઘળો કાર્યભાર મારે શિર છે તમારે તે બાબતની ચિંતા કરવી નહિ. તમે નિશ્ચિંત થઇ ધર્મ ધ્યાન કરો." એવાં એવાં સુવાક્યોથી તેમને ધર્મ કાર્યમાં વધારે ઉત્સાહ આપવો. ટુંકમાં તેમનું ચિત્ત જેથી પ્રસન્ન રહે તેવાં કાર્યો તેમની આજ્ઞાનુસાર કરવાં એજ સુપુત્રનું લક્ષણ છે ગુરુવર્ગની ગણના પણ શાસ્ત્રકારે આ વિષયમાં કરેલી છે કહ્યું છે કે –

माता पिता कलाचार्य एतेषां ज्ञातयस्तथा ॥
वृद्धा धर्मोपदेष्टारो गुरुवर्ग: सतां मतः ॥ १ ॥

માતા, પિતા કળા શિખવનાર કલાચાર્ય, તેમની જ્ઞાતિ, વૃદ્ધ પુરુષો તથા ધર્મના ઉપદેશકો એ સઘળા સત્પુરુષોને સંતોએ ગુરુ વર્ગ માનેલો છે

ઉપર જણાવેલ ગુરુવર્ગનો વિનય તથા બહુમાન કેમ કરવો તે પણ શાસ્ત્રમાં જણાવેલું છે

अभ्युत्थानादियोगश्च तदन्ते निभृतासनम् ॥
नामग्रहश्च नास्थाने नावर्णश्रवणं क्वचित् ॥

ગુરુજન આવે ત્યારે ઉભા થવું સામા જવું આસન આપવું અને સુખશાન્તિ પૂછવી તથા તે પ્રસન્ન થાય તેમ વર્તવું. તેમની સ- મીપે નિશ્ચળપણે આસન વાળી બેસવું તથા અયોગ્ય સ્થાને તેમનું નામ ઉચ્ચારણ કરવું નહિ. પવિત્ર સ્થાને રહી કરેલો નમસ્કાર ફળીભૂત થાય છે તેમ ગુરુવર્ગનું નામ પણ પવિત્ર રાખવું, વળી કોઇપણ સ્થળે તેમનો અવર્ણવાદ (નિંદા) ન સાંભળવો. જો શક્તિ હોય તો પ્રત્યુત્તર આપી નિંદા કરનારને બોલતો બંધ કરવો અને જો શક્તિ ન હોય તો તે સ્થાનેથી ઉઠી બીજે ચાલ્યા જવું આ સર્વ બાબત વિનયના

ગુરુ છે; પણ આ બધાની સાથે બહુમાન રાખવું ઘટે છે બહુમાન એ હૃદયનો અંતરંગ ભક્તિભાવ છે ને બતાવવાને ઉપર જણાવેલાં સાધનો છે માટે કદાચ કોઈ કારણ પ્રસંગે વિનયમાં ખામી આવી જાય પણ બહુમાનમાં તો ખામી ન આવવી જોઈએ કારણ કે ગુરુવર્ગ આપણી બાહ્ય ક્રિયા કરતાં આપણા ભાવને વધારે જુએ છે અને પારખી પણ શકે છે માટે માતા પિતા તથા ગુરુવર્ગનો વિનય અને બહુમાન ભાવ સહિત કરવો એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે

## મૂલ—તથા મનુદ્વેજનીયા પ્રવૃત્તિરિતિ

અર્થ—વળી કોઈને ઉદ્વેગ ન થાય તેવી પ્રવૃત્તિ કરવી.

ભાવાર્થ—કોઈ અથવા પુરૂષ કોઈના પણ મનને આપણી પ્રવૃત્તિથી અશાંતિ-ઉદ્વેગ થાય તેવું કાર્ય કરવું નહિ અથવા તેવું વચન બોલવું નહિ કારણ કે તેથી પોતાના મનની સ્થિરતા રહેતી નથી. જેવું કર્મ તેવું ફળ. માટે બીજાને ઉદ્વેગ કરાવનારૂં પ્રવર્તન સર્વથા તજવા લાયક છે નિરંતર કાર્ય કરતાં અથવા વચન બોલતાં અગાઉ પોતાના કાર્યો તથા વચનોની શી અસર થશે તે પર લક્ષ આપવું ઘટિત છે આ વાસ્તે પોતાની ઇચ્છાને નિયમમાં રાખવી અમૃત અથવા ઝેર જીભમાં રહેલું છે જે જીભ મિત્રતા કરાવે છે તેજ જીભ શત્રુતા કરાવે છે જીભમાં વશીકરણમંત્ર રહેલો છે અને મિત્રતા તો વાનાં કારણો પણ તેમાંજ રહેલાં છે બીજાનું બુરૂં બોલી મનુષ્ય આ ઉપ્દ્રાપ કુ લાવતી પોતાનોજ નાશ કરે છે જ્યારે આપણામાં ક્રોધ વ્યાપી રહ્યા હોય ત્યારે તો સર્વથા મૌનવ્રત ધારણ કરવું કારણ કે તે સમયમાં એવા શબ્દો બોલી જવાય છે કે જેથી આખી જીંદગી સુધી તે ન રૂઝે. સાથે છે શસ્ત્રનો ઘા રૂઝ રૂઝાય છે પણ વચનનો કારી ઘા જીંદગી પર્યન્ત રૂઝ તો નથી. માટે બોલતાં પહેલાં વિચાર કરો બાપાકુદ્ધિ રાખતાં શિખો કે જેથી જીભ સર્વથા પ્રિય થઈ પડે આવીજ રીતે કાર્ય કરતાં પણ વિચાર કરવાની જરૂર છે "**મનઃપૂતં સમાચરેત્કાર્યમ**," મનથી પવિત્ર કરેલુ કાર્ય કરવું.

આ જગતમાં જે અનર્થ થાય છે તેમાંના ઘણાખરા અવિચા-
રને લીધેજ થાય છે ઘણા માણસો અમુક કાર્ય કરી પછી તેનું
અનિષ્ટ પરિણામ આવશે એવો ભય રાખી નીચે પ્રમાણે બોલતા
સાંભળવામાં આવે છે જો મેં વિચાર કર્યો હોત તો હું કદી તે
કાર્ય કરત નહિ, જો મે જરા પણ વિચાર કર્યો હોત તો હું કદાપિ
તે રીતે વર્તત નહિ જો મેં એક ક્ષણભર પણ મગજને વિચાર કર-
વાની તસ્દી આપી હોત, તો તે મૂર્ખતાભરેલો શબ્દ હું ઉચ્ચારત
નહિ, અને તે અસભ્ય કામ કદી પણ આચરત નહિ. માટે આગ-
મચેતીજ વિચાર કર્યા સિવાય નહિ બોલવાને તેમજ વિચાર કર્યા
સિવાય કાર્ય નહિ કરવાને તમારી જાતને કેળવેલ તો શરીર તેની
મેળેજ મનને અનુસરતાં શિખશે અને અવિચારીપણું જેને લીધે
બીજાને ક્લેશ કરાવનારી પ્રવૃત્તિ વધુ વાર થાય છે તેનો નાશ થશે.
જૈનશાસ્ત્રમાં કહેલા ચૌદ નિયમોમાં આ પણ એક વચન ઉદ્દેશ કરે-
લો છે જ્યારે માણસે નિયમ કરેલો હોય છે ત્યારે મનુષ્ય દરેક કાર્ય
કરતાં વિચાર કરે છે કે અમુક કાર્ય કરવાથી મારા નિયમનો તો
ભંગ નહિ થાય એ વિચારથી તેને પ્રમાદ રહિત અવસ્થામાં રહેવું
પડે છે આ મનની અપ્રમત્ત અવસ્થા મોક્ષપદે બહુજ ઉપયોગી થઈ
પડે છે માટે આવી રીતે મનને કેળવવું, અને બીજાને ક્લેશ થાય
તેવું કાર્ય કરવું નહિ અથવા વચન બોલવું નહિ એ સાર છે

સૂત્ર—तथा भर्तव्यभरणमिति

ભાવાર્થ—વળી જે ભરણપોષણ કરવા યોગ્ય હોય તેનું
ભરણ પોષણ કરવું માતાપિતા, પોતાને આશ્રયીને રહેલા
સગા સબંધી અને સેવક વર્ગનું પોષણ કરવું એ ગૃહસ્થ
નો સામાન્ય ધર્મ છે તેમાં માતાપિતા, પોતાની સાધ્વી
સતી સ્ત્રી અને પુત્ર ઉમરે નહિ પહોંચેલાં બાળકોનું અ-
વશ્ય રક્ષણ કરવું આ સંબંધમાં ટીકાકાર મનુસ્મૃતિનો શ્લોક
ટાંકી જણાવે છે કે —

ભાવાર્થ—નવરો માણસે કોઈ કામ કરવુંજ જોઈએ. આપણામાં કહેવત છે કે નવરો બેઠો નખોદ વાળે. આળસ એ મનુષ્યના શરીરમાં રહેલો મોટો શત્રુ છે અને ઉદ્યમ સમાન કોઈ બંધુ નથી. માટે તેમને કોઈ પણ પ્રકારના ઉદ્યમમાં લગાડવા. વૃદ્ધ માતપિતાને ધર્મ કાર્યમાં લગાડવાં અને બીજા સૌને ઉચિત કાર્યમાં જોડવાં. જે માણસને કાંઈ પણ કામ કરવાનું હોતું નથી, તે પોતાની શક્તિ બુદ્ધિ વગેરે અકાર્યમાં વાપરે છે. આથી વર્તણુંકથી તે માણસ નકામો બને છે અને પોતાના સ્વામી ઉપર ડોળ ઘાલે છે. આવા પ્રકારનો ઉપકાર તે અપકાર સમાન છે. કારણ કે તેને પોતાના ભરણપોષણની ચિંતા રહેતી નથી. તેથી પોતાનો સમય ગમે તેવા અકાર્યમાં ગાળતાં શિખે છે અને તેથી તેની દુર્ગતિ થાય છે. આનું નિમિત્ત કારણ તેને સહાય આપનાર કરે છે. માટે તેવા માણસને યોગ્ય કામમાં જોડી તેનું ભરણ પોષણ કરવું એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

मूल—तथा समयोगनेषु मद्दलासवेति

અર્થ—વળી તે પોષ્ય-રક્ષણીય વર્ગના પ્રયોજન સંબંધી લક્ષ રાખવું.

ભાવાર્થ—પોષ્ય વર્ગને જે જે કામ સોંપ્યું હોય તે તે કામ તે બરાબર કરે છે કે નહિ તેની બરાબર તપાસ રાખવી. સારૂં કામ કરનારની કદર બુઝવી. કોઈની ભુલ થતી હોય તે સુધારી તેને શિખ માર્ગે ચડાવવો, આવી કરીને તેઓ પોતાને સોંપેલા કામમાં વધારે લક્ષ આપતા થશે. કારણ કે જો સ્વામી કામ સોંપીને પછી તે પર લક્ષ ન આપે તો તેઓ ચિંતા રહિત થાય છે અથવા તેમને પડતી આપત્તિ તરફ લક્ષ ન રાખે તો તેઓ અંતરથી દુઃખી થાય છે અને તેથી પ્રસન્ન મનથી જેવું કાર્ય કરવું જોઈએ તેવું તેઓ કરતા નથી અને તેથી નુકશાન આખરે પોતાનેજ થાય છે. માટે તેમને સોંપેલા કાર્યો તરફ સ્વામીએ ધ્યાન રાખવું.

मूल—तथा अपायपरिरक्षोद्योग इति

આપવી રાખનારા છે જ્ઞાન મેળવવાના ત્રણ રસ્તા છે ધન, વિદ્યા અને ગુરૂપાદ શુશ્રૂષા-ગુરૂ ભક્તિ, તેમાં ત્રીજો સૌથી ઉત્તમ છે જ્યારે શિષ્યની ભક્તિથી ગુરૂ પ્રસન્ન થાય છે ત્યારેજ તેમના હૃદયમાંથી જ્ઞાનપ્રવાહ વહે છે અને ત્યારેજ અલ્પ સમયમાં શિષ્ય પણ જ્ઞાની બને છે માટે ગુરૂકૃપા મેળવવાને તેમની તન મન અને ધનથી ભક્તિ કરવી એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે

વળી જે લોકોની શક્તિ ક્ષીણ થઇ ગઈ હોય, અને જેઓ મલીન સ્થિતિમાં આવી ગયા હોય તેવા દીન-રંક જનને ધન આપવું એ ગૃહસ્થનો ઉચિત ધર્મ છે આત્માનો આનંદ સ્વભાવ ખીલવવાને દાન જેવો એક પણ ઉત્તમ માર્ગ નથી બીજાનું દુઃખ દેખીને તમારા મનમાં દયા વસે ત્યારે તમે તે દુઃખીનું દુઃખ દૂર કરવા પ્રયત્ન કરો છો. તેથી તમને તથા દાન લેનારને બન્નેને આનંદ થાય છે દાન તે તો દૈવી ગુણ છે; શાસ્ત્રમાં ધનની ત્રણ ગતિઓ કહેલી છે દાન ભોગ અને નાશ જેઓ પરોપકારાર્થે ધનનો દાનમાં વ્યય કરતા નથી અથવા સ્વાર્થે ધન ખરચતા નથી તેમના ધનની ત્રીજી ગતિ એટલે નાશ થાય છે માટે પ્રસંગ પડતાં યથાશક્તિ દાન કરવું કારણ કે ધન મરણ સમયે આપણી સાથે આવતું નથી પણ ધન આપવાથી વૃદ્ધિ પામેલી દયાવૃત્તિ તો સાથે આવે છે માટે દીનનો તિરસ્કાર નહિ કરતાં સ્વશક્તિ અનુસાર તેનો ઉદ્ધાર કરવો.

આ રીતે દેવ અતિથિ અને દીનની સેવા કરવી. તેમાં પણ-

मूळ—यथोचितस्थापनमुत्तमनिदर्शनेनेति ।

અર્થ—દેવાદિના ઔચિત્યનું ઉલ્લંઘન ન કરવું અને ઉત્તમ પુરૂષના ઉદાહરણે ચાલવુ

ભાવાર્થ—સેવા કરવી એમ આપણે જાણતી ગયા છીએ. પણ તે ઉપરથી ગમેતે એક રીતે સેવા કરવી એમ ન સમજવું. યથાયોગ્ય વ્યક્તિનો ભેદ સમજવો. સેવાના ઉત્તમ મધ્યમ અને જઘન્ય એમ ત્રણ પ્રકાર છે દેવની ઉત્તમ પ્રકારે અતિથિની મધ્યમ પ્રકારે

અને તીનની જમ્મન પ્રમાણે સેવા કરવી એવો આ સૂત્રનો ભાવાર્થ છે. દરેક ઠેકાણે ઉચિતપણું તો વિચારવું. જ્યાં ઉચિતતા નથી ત્યાં અનેક સદ્ગુણો પણ વ્યવહારમાં નાશ પામે છે. બીજા ગુણોમાં કદાચ તો એનો એનો ભિન્ન પ્રકાર ઘટે તેનો તેનો વિનય કરવો. ઉચિતપણાના સંબંધમાં શાસ્ત્રકાર કહે છે કે —

औचित्यमेकमेकत्र गुणानां राशिरेकतः
विषायते गुणग्राम औचित्यपरिवर्जितः ॥

એક બાજુએ એકલું ઔચિત્ય મૂકો, અને બીજી બાજુએ સર્વ ગુણોનો સમૂહ મૂકો, જ્યાં ઔચિત્ય રહિત ગુણનો સમૂહ નાશ પામશે. માટે જ્યાં જેને ઘટે તેવું તેને સન્માન આપવું એજ સાર છે

આ બાબત આપણે શી રીતે જાણીએ ? તો તેના જવાબમાં શાસ્ત્રકાર કહે છે કે ઉત્તમ પુરુષના દૃષ્ટાન્તથી. જે પુરુષો બીજા લોકોથી અતિશય એક રીતે વર્તે, તથા પરોપકારી અને મિષ્ટવચનવાળા હોય તેમને ઉત્તમ પુરુષ કહેવાય છે. રાજર્ષિ ભર્તૃહરિ નીતિશતકમાં લખે છે કે —

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णाः
त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥

મન વચન અને કાયાથી સુકૃત કરી પુણ્ય રૂપી અમૃતથી ભરેલા અને ઉપકારો કરી ત્રણે ભુવનને આનંદ આપનારા, પારકાના સ્વલ્પ ગુણને પર્વત તુલ્ય માની, પોતાના હૃદયમાં પ્રસન્ન થનારા સન્ત પુરુષો આ જગતમાં વિરલા છે. આવા ઉત્તમ પુરુષોને અનુસરવાથી આપણું મન ઉદાર થાય છે અને તેની પ્રવૃત્તિ વિકારવાળી થતી નથી, માટે એવા સત્પુરુષોનો સમાગમ કરી ઔચિત્ય શિખવું અને શિખ્યા પછી તેનું રક્ષણ કરવા પ્રયત્ન કરવો. એ સૂત્રનો સામાન્ય અર્થ છે

હવે ભોજન કેવી રીતે કરવું તે જણાવે છે

મૂળ—तथा सात्म्यतः कालभोजनमिति ॥

**અર્થ** —વળી પોતાની પ્રકૃતિને અનુકૂળ આવે એવી રીતે યોગ્ય કાળે ભોજન કરવું

**ભાવાર્થ.**—જે પુરૂષ પોતાની પ્રકૃતિને અનુકૂળ અન્નપાન લે છે તેજ સુખી થાય છે જે અવસરે ભુખ લાગી હોય તે અવસરે ભોજન કરવું તેને કાળભોજન કહેવાય છે પ્રકૃતિ અનુકૂળ અન્નપાન લેવું તેને સાત્મ્ય ભોજન કહે છે લૌકીક શાસ્ત્રમાં એમ કહેલું છે કે જન્મથી આરંભી સાત્મ્યપણે ખાધેલું વિષ પણ પથ્ય થાય છે અને અસાત્મ્યપણે ખાધેલું પથ્ય પણ પ્રકૃતિને પ્રતિકૂળ થાય છે મા-ણસની પ્રકૃતિનો આધાર વય બળ, દેશ કાળ વગેરે ઘણી બાબતો પર રહેલો છે માટે આ બધાનો વિચાર કરીને જે અન્નપાન લેવામાં આવે છે તે સવ બરાબર પચી જઇ શરીરને મજબુત બનાવે છે બળવાન પુરૂષને ગમે તેવી ખાધેલી વસ્તુ પથ્ય થાય છે એમ ધારી કાલકૂટ ઝેર ન ખાવું કારણ કે ઝેરને ઉતારનારો માણસ પણ કોઇક સમય ઝેરથી મરણ પામે છે જે માણસ ભુખ્યો નથી તે અમૃત ખાય તો પણ વિષરૂપ થાય છે ભુખનો સમય વીત્યા પછી ખાવામાં આવે તો આગ્નિ ઉત્પન્ન થાય છે અને બરાબર ખવાતું નથી. અગ્નિ શાંત પડયા પછી લાકડાં શું કરી શકે ? કાંઈ પણ કરી શકે નહિ તેમ વખત ગયે જઠરાગ્નિ મંદ પડયા પછી ખાધેલું ભોજન કષ્ટરૂપ થાય છે અને અવગુણ કરે છે માટે જે વખતે બરાબર ભુખ લાગે તે જ વખતે ભોજન કરવું એ સાર છે

આ સબંધમાં ભાવમિશ્ર કહે છે કે.-

क्षुत्सम्भवति पक्वेषु रसदोषमलेषु च ।

काले वा यदि वाकाले सोऽन्नकाल उदाहृतः ॥

भोजनेच्छाविघातात्स्यादंगमर्दोऽरुचि' भ्रम ॥

तन्द्रालोचनदौर्बल्यं धातुदाहो बलक्षय ॥

રસદોષ અને મળ પાકી જાય ત્યારે ભુખ લાગે છે માટે સમય

થયો હોય કે ન થયો હોય તો પણ ભુખ લાગે ત્યારે જમવાનો સમય થયો છે એમ સમજવું; આ પ્રમાણે ભુખ લાગે ત્યારે ન ખાવામાં આવે તો શરીર તોડાય છે અરૂચિ અને ક્રોધ આવે છે, આળસ આવે છે અગ્નિ નબળો પડે છે ધાતુ ખવાવા લાગે છે અને તેનો નાશ થાય છે આ પ્રમાણે ભુખ્યા રહેવાથી થતી પીડા ન થાય તેમજ અજીર્ણ પણ ન થાય તેવા સમયે ખાવું

મૂલ—તથા લૌલ્યત્યાગ ઇતિ ।

અર્થ —વળી લોલુપતાનો ત્યાગ કરવો.

ભાવાર્થ:—પ્રકૃતિને અનુકૂળ પડે તેમ વેળાસર ભોજન કરવામાં પણ અધિક લોલુપપણું ન રાખવું. જીભ સ્વાદોમાં અધિક તો ખાવા અથવા અકરાંતીઆની પેઠે ઠાંસી ઠાંસીને શરીરમાં ન ભરવું સામાન્ય ખોરાક હોય કે મિષ્ટ હોય તો પણ નિયમ પ્રમાણે મિતાહાર કરવો. દુનિયામાં જે રોગો ખાવા સંબંધી ઉત્પન્ન થાય છે તેમાંના ઘણાખરા અધિક ભોજનથી થાય છે. અધિક ખાવાથી ઉલટી થાય કે મરણ સુદ્ધાંનું એક પરિણામ આવે છે એટલે તે અન્ન પચતું નથી માટે મિતાહારપણે જમવું. સવારમાં એવી રીતે જમવું કે સાંજરે જઠરાગ્નિ મંદ ન પડી જાય અને સાંજરે એવી રીતે જમવું કે બીજે દિવસે સવારે જઠરાગ્નિ પ્રદીપ્ત રહે. સાંજરે તો અવશ્ય ઇચ્છા કરતાં પણ ઓછું અન્ન જમવું કારણ કે રાત્રિમાં શયન કરવાથી સાંજરે ખાધેલા અન્નને પચવાનો અવસર મળતો નથી, કેમકે ઉંઘમાં સર્વ અવયવો સ્તબ્ધ થઈ જાય છે તેથી તેમનો વ્યાપાર થતો નથી. માટે અન્ન પચાવવામાં હરકત આવે છે અને નિદ્રા પણ બરાબર આવતી નથી. માટે જે લોકો રાત્રિભોજન કરે છે તેમને આ બાબતથી ચેતવાની જરૂર છે ભોજનના પરિમાણ વિષે કોઈ પણ ખાસ સિદ્ધાંત નથી જેટલું પોતાની જઠરાગ્નિ પચાવી શકે તેટલું જમવું, એટલે સુધી કે જેટલું પચી શકે તેટલો આહાર લેવો કારણ કે તે ઉપરાંત જમવાથી જઠરાગ્નિ તથા શરીર બગડે છે તે જ રીતે જેની જઠરાગ્નિ પ્રદીપ્ત હોય તે જે થોડું જમે તો

પણ તેહ દુર્બળ થાય છે ને માણસ થાકી જાય. હોય તેવું જાડું થોડું ભોજન લેવું; નહિ તો ઉલટી થાય છે અથવા તાવ આવે છે વળી થાકેલા માણસે એકદમ અન્નપાન ન લેવું, કારણ કે તેથી અનેક પ્રકારના રોગો ઉપજે છે માટે કસરત કર્યા પછી અથવા કોઇ પણ પ્રકારનો શ્રમ થયા પછી અથવા દૂરથી ચાલીને આવ્યા પછી થોડીવાર વિશ્રાંતિ લઇને પાણી પીવું અને ભોજન કરવું.

सूत्र —तथा—अजीर्णे अभोजनमिति ॥

અર્થ —વળી અજીર્ણ થયે ભોજન કરવું નહિ.

ભાવાર્થ:—પ્રથમ ખાધેલું જ્યાં સુધી જીર્ણ ન થાય એટલે બરાબર પચે નહિ ત્યાં સુધી બીજી વખત નજ જમવું જ્યાં સુધી અન્ન બરાબર પચ્યું નથી ત્યાં સુધી જો ભોજન લેવામાં આવે તો સર્વ રોગનું મૂળ જે અજીર્ણ તે થાય છે જેમ અગ્નિ ઉપર એક લાકડાનો કકડો મુકવામાં આવ્યો હોય તે લાકડાનો કકડો બરાબર બળી રહે તે પહેલા જો બીજો મોટો લાકડાનો કકડો ઉપર રાખવામાં આવે છે તો તે અગ્નિ એટલા બધાને બાળવાને અશક્ત હોવાથી મંદ પડી જાય છે તેવીજ રીતે ઉપરા ઉપરી વધારે ભોજન ખાવાથી જઠરાગ્નિ મંદ પડે છે અને જઠરાગ્નિ મંદ પડી એટલે ખાધું પચે નહિ. અને તેથી ખાધેલાનું લોહી થાય નહિ લોહીનું વીર્ય થાય નહિ વીર્ય જે જઠરાગ્નિને પ્રદીપ્ત રાખે છે તેના અભાવે જઠરાગ્નિ વધારે મંદ થતી જાય આ પ્રમાણે અનર્થની પરંપરા ઉત્પન્ન થાય કહ્યું છે કે—

अजीर्णप्रभवा रोगास्तच्चाजीर्णं चतुर्विधम् ।
आम विदग्धं विष्टब्धं रसशेषं तथापरम् ॥ १ ॥
आमे तु द्रवगन्धित्वं विदग्धे धूमगन्धिता ।
विष्टब्धे गात्रभङ्गोऽत्र रसशेषे तु जाड्यता ॥ २ ॥

રોગો અજીર્ણથી ઉત્પન્ન થાય છે. તે અજીર્ણ ચાર પ્રકારનું છે આમ અજીર્ણ, વિદગ્ધ અજીર્ણ, વિષ્ટબ્ધ અજીર્ણ અને રસ અજીર્ણ, ઝાડો નરમ આવે અને કોહેલી વસ્તુના જેવો ગંધ આવે ત્યારે આમ અજીર્ણ થયું એમ સમજવું. કોઇ ખરાબ વસ્તુને બાળવાથી

નીકળતા ધુમાડાની દુર્ગંધ જેવી જેની વિષ્ટામાં ગંધ હોય તે વિદગ્ધ અજીર્ણ જાણવું જ્યારે શરીરના અવયવો ઢીલા પડી જાય ત્યારે વિષ્ટબ્ધ અજીર્ણ છે એમ માનવું જ્યારે શરીરમાં આળસ આવી જાય અને ચપળતા ન રહે ત્યારે રસ અજીર્ણ થયું છે એમ સમજવું આ રીતે અજીર્ણ આપણા જાણવામાં આવે છે

અજીર્ણ થયું હોય ત્યારે નીચે લખેલાં ચિન્હો પણ જોવામાં આવે છે —

मलवातयोर्विगन्धो विड्भेदो गात्रगौरवमरुच्यम् ।
अविशुद्धश्चोद्गारः षडजीर्णव्यक्तलिङ्गानि ॥

(૧) મળનો ગંધ વિપરિત થાય (૨) વાયુની ગંધ વિપરિત થાય (૩) વિષ્ટામાં ભેદ પડે (૪) શરીર ભારે ભારે લાગે (૫) ભોજન ઉપર અરુચિ થાય (૬) ખરાબ ઓડકાર આવે આ છ લક્ષણો અજીર્ણ થયું છે એમ સૂચવે છે હવે અજીર્ણનાં શા પરિણામ આવે છે તે જણાવે છેઃ—

मूर्च्छा प्रलापो वमथुः प्रसेकः सदनं भ्रमः ।
उपद्रवा भवन्त्येते मरणं वाप्यजीर्णतः ॥

મુર્છા આવે લવારો થાય ઉલટી થાય અતિશય પરસેવો થાય શરીરનું ઢીલાપણું થાય કે જેથી ઉઠવા બેસવામાં ચિત લાગે નહિ, ભ્રમ (ચક્કરી) થાય, વગેરે ઉપદ્રવો અજીર્ણથી થાય અને જો વેળાસર ચેતવામાં ન આવે તો અજીર્ણથી મૃત્યુ પણ થાય છે. આવું અજીર્ણ થયું હોય ત્યારે ન ખાવું. કારણ કે ઘણા રોગોનો નાશ કરવાનું સામર્થ્ય લંઘનમાં રહેલું છે ત્યારે ખાવાનો વખત ક્યો છે એની આપણને શી રીતે સમજણ પડે તે સંબંધી શાસ્ત્રકાર લખે છે કે —

प्रसृष्टे विण्मूत्रे हृदि सुविमले दोषे स्वपथगे ।
विशुद्धे चोद्गारे क्षुदुपगमने वातेऽनुसरति ॥ १ ॥
तथाग्नावुद्रिक्ते विशदकरणे देहे च सुलघौ ।
प्रयुञ्जीताहारं विधिनियमितं कालः स हि मतः ॥२॥

શસ્ત્ર છે જેમ ધાર વગરનું શસ્ત્ર નિર્બળ છે અને તે શસ્ત્રમાં બધાપણું થાકે છે તેજ રીતે વીર્ય વગરનો મનુષ્ય નિસ્તેજ હોય છે અને તેના આખા શરીરમાં અનેક પ્રકારના રોગો ઉભવે છે સાત ધાતુઓમાં વીર્ય પ્રધાન છે તેનાથી શરીરના સર્વ અંગો ચાલે છે અને વીર્ય જઠરાગ્નિને પ્રદીપ્ત રાખે છે માટે તેનો અઘટિત નાશ ન થાય તે ઉપર દરેક આત્મહિતચીઓએ બહુ આપ્યું. બાળ લગ્નથી, કુસંગથી, જુગારી અને કામોત્તેજક ખાણો તથા નાટકોથી આ પરિણામ આવ્યું છે માટે તે બાબતમાં ચેતવાની ખાસ જરૂર છે

मूल—तथा अदेशकालचर्यापरिहार इति ।

અર્થ—વળી અઘટિત દેશ તથા કાળમાં ફિરવું નહિ.

ભાવાર્થ—જે દેશમાં ચોર વગેરેનો ઉપદ્રવ હોય જે દેશમાં દુકાળ ચાલતી હોય જે દેશના આચાર વિચાર બહુજ મલીન હોય તેવા દેશમાં જવું નહિ તેમજ જે સમયમાં દુકાળ વર્તતો હોય અથવા મરકી આદિ ચેપી રોગોનો ફેલાવો થતો હોય તેવા સમયમાં તે સ્થાનમાં વસવું નહિ, પણ જ્યાં સુકાળ હોય અથવા જ્યાં રોગનો ઉપદ્રવ ન હોય તે સ્થાનમાં જઈ વસવું કારણ કે જો તેમ ન કરીએ તો તન મનને નુકશાન થવાનો ભય રહે છે આ ઉપરથી એક બાબત એ સિદ્ધ થાય છે કે આગલના સમયમાં જો કે શાસ્ત્રકારો શરીરને તુચ્છ ગણતા હતા તો પણ ધર્મનું ઉત્તમ સાધન હોવાથી તેનું રક્ષણ કરવાને સતત ઉપદેશ કરતા હતા. "Light on the Path," એ નામના પુસ્તકમાં લખ્યું છે કે—

"Kill out desire of life but respect life as those do who desire it જીવન તૃષ્ણાનો નાશ કરો, પણ જેમને જીવવાની ઇચ્છા છે તેઓ જે રીતે જીંદગીને મહત્વની ગણે છે તેમ તમે પણ મહત્વની ગણો. શરીર ઉપરથી મૂર્છા ઉતારવા છતાં પણ તેનું રક્ષણ કરો. કારણ કે આ દુનિયામાં શરીર એજ ધર્મનું પ્રથમ સાધન છે

मूल—तथा यथोचिता लोकयात्रेति ॥

રાખવો, કારણકે વધારે સંબંધ રાખવાથી આપણને પણ દુરાચરણમાં પડવાનો સંભવ રહે છે. આ સામાન્ય ગૃહસ્થ ધર્મને આશ્રયી કહેલું છે એ ભુલવું જોઇતું નથી.

મૂલ—તથા अतिसंगवर्जनमिति ॥

અર્થ—વળી અતિશય પરિચયનો ત્યાગ કરવો.

ભાવાર્થ—સર્વેની સાથે અતિ પરિચય કરવો નહિ, કારણ કે અતિશય પરિચયને તિરસ્કાર ઉત્પન્ન કરે છે. જે વસ્તુ આપણને પ્રથમ દર્શને આનંદજનક લાગે છે તેના સંબંધમાં આપણે જ્યારે વધારે આવીએ છીએ ત્યારે તે વસ્તુ ઉપરની આપણી પ્રીતિ ઓછી થાય છે. તેવીજ રીતે માણસના સંબંધમાં પણ બને છે. સુરવીર તેના નોકર આગળ સુરવીર નથી. આવી રીતે અતિ પરિચય થવાથી ગુણીજન વિષેની આપણી ભક્તિ ન્યૂન થાય છે કહ્યું છે કે—

अतिपरिचयादवज्ञा भवति विशिष्टेपि वस्तुनि प्रायः ॥
लोकः प्रयागवासी कूपे स्नानं सदा कुरुते ॥ १ ॥

અતિશય પરિચય કરવાથી સારી વસ્તુ વિષે પણ ઘણું કરીને અવગણના થાય છે. દાખલા તરીકે પ્રયાગ તીર્થમાં રહેનારા લોકો ગંગામાં સ્નાન કરવું છોડી દઈને નિરંતર કુવાના પાણીથી સ્નાન કરે છે માટે અતિ પરિચય ન કરવો. જેવો જેની સાથે ઘટે તેવો વ્યવહાર કરવો. એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

મૂલ—तथा वृत्तस्थज्ञानवृद्धसेवेति ।

અર્થ—વૃત્તમાં રહેલા અને જ્ઞાને કરી વૃદ્ધ માણસોની સેવા કરવી.

ભાવાર્થ—સદાચરણમાં પ્રવૃત્તિ અને દુરાચરણથી નિવૃત્તિ, તેને વ્રત કહે છે. અને આ ત્યાગ કરવા યોગ્ય છે અને આ ગ્રહણ કરવા યોગ્ય છે તે બેનો વિભાગ કરવો તેનું નામ જ્ઞાન. તેનું વ્રત અને જ્ઞાન ધરાવનારા પુરૂષોની સેવા કરવી. આ જગતમાં એવો નિયમ છે કે માણસ જેવી ઇચ્છા ભાવના રાખે તેવો તે થાય. જેની

ધર્મ સાધી શકતો નથી. કારણકે ધન વિના પોતાની મનોવૃત્તિને અનુકૂળ પદાર્થો મળી શકે નહિ, તેમજ દાન પણ કરી શકાય નહિ, અને આજીવિકાને વાસ્તે અહર્નિશ ચિંતાતુર રહેવું પડે. તેથી તેનું ધર્મધ્યાનમાં પણ મન લાગે નહિ. માટે પરસ્પર એક બીજાને હરકત ન આવે તેમ ત્રણે પુરૂષાર્થ સાધવા. જે પુરૂષ ધર્મ અને અર્થનો ઉપઘાત કરી કેવળ કામમાં–વિષયાસક્તિમાં તલ્લીન રહે છે તે વનના હાથીની માફક દુઃખ પામે છે. વળી જે માણસ અન્યાયથી ધન પેદા કરે તો તે ધન સર્વ સગાંઓ ભોગવે છે પણ પાપનો ભાગ એકલો પોતે બને છે; માટે ધર્મનું ઉલ્લંઘન ન થાય તેવી રીતે ન્યાય રીતિથી જે ધન મળે તેમાં સંતોષ માનવો; પણ અન્યાય માર્ગનું સેવન કરવું નહિ કારણકે તેથી પરભવમાં મહાદુઃખ ભોગવવું પડે છે. ખાવા માટે સર્વેનું ખોઈ નાખનાર કપિની જેમ દુઃખ પામે છે તેમ આ મનુષ્યજન્મ રૂપ બીજને પાપફળ કરી ગુમાવનાર દુઃખી થાય છે માટે પરભવ સંબંધી અથવા આગામિ કાળ સંબંધી સુખને વિરોધ ન આવે તેમ આ લોકમાં સુખ ભોગવે છે તે પુરૂષ નિશ્ચયે સુખી થાય છે માટે ધર્મ આત્માને હૃદયમાંથી વિસાર્યા સિવાય બુદ્ધિમાન પુરૂષોએ અર્થ અને કામને સેવવા.

સંસારમાં રહીને જો ધન અને કામની ઇચ્છા ન રાખે તો તેને યતિમત અંગીકાર કરવું એજ કલ્યાણકારી છે પણ ગૃહસ્થાવાસમાં રહે તો તો ધન પેદા કરવું અને ઇચ્છિત પદાર્થની તૃપ્તિ કરવી એ જરૂરી છે

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ગૃહસ્થે ધન ન્યાય માર્ગે પેદા કરવું અને નીચે જણાવેલા ત્રણ પ્રકારના માણસોના અવગુણથી દૂર રહેવું. તે ત્રણને તાદાત્વિક, મૂળહર, અને કદર્ય કહેવામાં આવે છે, તેમના પર વાર આફત આવી પડે છે

(૧) જે માણસ કંઇ પણ વિચાર કર્યા સિવાય ઉત્પન્ન થયેલા દ્રવ્યનો અઘટિત વ્યય કરે છે તે તાદાત્વિક કહેવાય છે. બાપદાદાએ પેદા કરેલું દ્રવ્ય જે અન્યાય માર્ગે ઉડાવી દે છે તે મૂળહર કહેવાય છે અને જે માણસ સેવકોને પીડા કરીને, તથા પોતાને પણ

દુઃખ ઉપજાવીને ધનનો સંચય કરે છે પણ કોઇ સ માર્ગે વાપરતો નથી; બીજા શબ્દોમાં કહીએ તો—જે ધનનો દાન કે ઉપભોગ કરતો નથી તેને કદર્ય (કંજુસ) કહેવાય છે. પ્રથમ જણાવેલા તાદાત્વિક તથા મૂળહારને ઉત્તર અવસ્થામાં બહુજ દુઃખ ખમવું પડે છે અને તેમનું કલ્યાણ થતું નથી. કારણ કે આપણે ઉપર વિચાર કરી ગયા તેમ ધન વિના ધર્મ તથા કામ રૂપ બે પુરૂષાર્થ સાધી શકાતા નથી. અને જે કૃપણ છે તેનું ધન કાં તો ભાગીદારના હાથમાં જશે કાં તો ચોર લુંટી જશે કાં તો અગ્નિ નાશ કરશે માટે આ ત્રણ પ્રકારના પુરૂષોના દોષ વિચારી ધનનું બરાબર રક્ષણ કરવું અને યથાશક્તિ સન્માર્ગે વાપરવું

હવે જે પુરૂષ કેવળ કામાસક્ત છે જેની ઇંદ્રિયો પોતાને વશ નથી તેના કાર્યની સિદ્ધિ થતી નથી. કારણ કે એવા પુરૂષનાં ધર્મ ધન ને શરીર પરવશ હોય છે, સ્ત્રીમાં અત્યંત આસક્તિવાળા વિષય લોલુપી જીવો સત્વર નાશ પામે છે કામ (મૈથુનાભિલાષા) ઉપર નિગ્રહ મેળવવો એ કામ સરલ નથી. પણ ગૃહસ્થાવાસમાં રહી ધીમે ધીમે તેનાપર નિગ્રહ મેળવવા પ્રયત્ન કરવો. જે મનુષ્યે તે વૃત્તિને જીતી તે જગતમાં દેવ સમાન છે

માટે ધર્મ, અર્થ અને કામને પરસ્પર બાધ ન લાગે તેવી રીતે ગૃહસ્થીએ પ્રવૃત્તિ કરવી એજ સાર છે અને જો પરસ્પર બાધ લાગે તેમ હોય તો કોનો ત્યાગ કરવો ? એ જણાવતાં ગ્રંથકાર કહે છે.—

**तथा-अन्यतरबाधासम्भवे मूलाबाधेति ॥**

**અર્થ**—વળી ધર્મ, અર્થ અને કામ, એ ત્રણમાંથી હરકોઇને હરકતનો સંભવ થાય તો મૂળ પુરૂષાર્થને હરકત ન થવા દેવી.

**ભાવાર્થ**—ધર્મ અર્થ અને કામ એ રીતે ત્રણ વર્ગ છે તેમાં જો કામને હરકત આવતી હોય તો ભલે આવે પણ ધર્મ અને અર્થનું રક્ષણ કરવું. કારણ કે ધર્મ અને ધન હશે તો કામ તેની મેળે સધાશે કામ અને અર્થને હરકત થતી હોય તો તે બેનો ત્યાગ ક-રીને ધર્મનું રક્ષણ કરવું; કારણ કે પ્રથમજ આપણે જણાવી ગયા

જેથી કે ધર્મ ધનના અર્થી પ્રાણીઓને ધન આપનાર છે અને કામી પુરૂષોના સર્વ ઈચ્છિત પદાર્થને આપવાવાળો છે, અને ધર્મ તેજ પર પરાએ સ્વર્ગ અને મોક્ષને આપનાર છે માટે ધર્મ તેમ કરીને ધર્મનું રક્ષણ કરવું વળી કહ્યું છે કે —

धर्मश्चेन्नावसीदेत् कपालेनापि जीवति ॥
आढ्योऽस्मीत्यवमन्तव्य धर्मवित्ता हि साधवः ॥

ભીખ માગીને પોતાનું પોષણ કરનાર માણસ જો ધર્મ સહિત હોય તે સિઝાતો નથી. તે વિચારે છે કે હું ધનવાન છું માટે મારે શા માટે દુઃખી થવું જેઉથી સાધુપુરૂષોને ધર્મ એજ ધન છે વળી પદ્મપુરાણ ચરિત્રમાં કહ્યું છે કે —

पुंसां शिरोमणीयन्ते धर्मार्जनपरा नराः ॥
आश्रीयन्ते च संपद्भिर्लताभिरिव पादपाः ॥

ધર્મનો સંચય કરવામાં તત્પર પુરૂષો લોકોના શિરોમણીરૂપ થાય છે જેમ લતાઓ વૃક્ષનો આશ્રય લે છે તેમ લક્ષ્મી—સંપત્તિ ધર્મિષ્ઠ પુરૂષનો આશ્રય લે છે માટે ધનને બાધ આવે તો ભલે કામને બાધ આવે તો ભલે પણ બન્નેના મૂળરૂપ આધારરૂપી ધર્મને બાધ ન આવે તેમ વર્તવું એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે

तथा बलाबलापेक्षणमिति ॥

અર્થ—વળી પોતાનું બળ અને અશક્તિનો વિચાર કરવો ૨૮

ભાવાર્થ—કોઈ પણ કાર્યનો આરંભ કરતાં પહેલાં બુદ્ધિમાન પુરૂષે દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવ સહિત પોતાનું સામર્થ્ય કેટલું છે અને પોતાનું અસામર્થ્ય કેટલું છે તેનો વિચાર કરવો કેમકે જે મનુષ્ય પોતાના બળનો વિચાર કર્યા સિવાય કાર્યનો આરંભ કરે છે તેની ધનસંપત્તિનો ક્ષય થાય છે અને તેની કાર્ય સિદ્ધિ થતી નથી. કારણ કે પોતાની શક્તિ દશ હજાર રૂપિયાની હોય અને લાખનો વ્યાપાર કરનારા થયા માલુમ પડે છે લાખ રૂપિયાના વ્યાપારમાં કદાચ વીસ હજાર ખોટ થઈ તો પોતાના દશ હજાર રૂપીઆ તો તેમાં તણાઈ ગયા છે અને દશ હજારને વાસ્તે દેવાળું કાઢવું પડે છે તેથી પોતાની શક્તિને

હાનિ પહોંચે છે અને તે માણસ બીજા કામને વાસ્તે પણ નાલાયક ઠરે છે માટે ગજા ઉપરાંતનો આધાર તેમજ બીજું કોઈ પણ કામ ન કરવું

कः कालः कानि मित्राणि, को देशः को व्ययागमौ ॥
कश्चाहं का मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः ॥

કાળ કેવો છે? મારા મિત્ર કોણ છે? કયો દેશ છે? ખરચ અને આવક કેટલી છે? હું કોણ છું? મારી શકિત કેટલી છે? એ બધી વાતનો વારવાર વિચાર કરવો.

આ બધાનો વિચાર કરી જે માણસો વર્તતા હોય તો અનેક પ્રકારનાં દુઃખનાં કારણનો સ્વયમેવ નાશ થાય. માટે પોતાના સાધનો તથા શકિતનો વિચાર કરીને દરેક કામમાં પ્રવર્તવું એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે

तथा अनुबन्धे प्रयत्नः

અર્થ—અનુબન્ધને વિષે પ્રયત્ન કરવો.

ભાવાર્થ—ઉત્તરોત્તર વૃદ્ધિને અનુબંધ કહે છે, માટે ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થની અનુક્રમે વૃદ્ધિ થતી જાય તેમ પ્રયત્ન કરવો. અને આરંભેલા કામને વળગી રહેવું કહ્યું છે કે કોઈ પણ કામનો પ્રારંભ ન કરવો એ બુદ્ધિનું પ્રથમ લક્ષણ છે પણ પ્રારંભ કર્યો તો અન્ત સુધી તે કામને લઈ જવું એ બુદ્ધિનું બીજું લક્ષણ છે, માટે ગમે તેટલાં વિઘ્ન આવે તોપણ પ્રારંભેલું કામ મુકવું નહિ જે માણસ સતત ઉદ્યોગી છે તે પ્રાયઃ સિદ્ધિ પામ્યા વિના રહેતો નથી

तथा कालोचितापेक्षेति ॥

અર્થ—વળી કાળને ઉચિત—યોગ્ય હોય તેની અપેક્ષા રાખવી.

ભાવાર્થ—જે સમયમાં જે વસ્તુ ત્યાગ કરવો યોગ્ય હોય તેનો ત્યાગ કરવો અને ગ્રહણ કરવા યોગ્ય હોય તે ગ્રહણ કરવી આનો નિપુણ બુદ્ધિથી વિચાર કરનારને લક્ષ્મી સ્વયમેવ આવી મળે છે

यः काकिणीमप्यपथप्रपन्नामन्वेषते निष्कसहस्रतुल्याम् ॥
कालेन कोटिष्वपि मुक्तहस्तस्तस्यानुबन्धं न जहाति लक्ष्मीः ॥

જે પુરૂષ કુમાર્ગમાં પડેલી થી કેપતિને ઇશ્વર શીલા પહેરે તુલ્ય માનીને તેની મનેચ્છા કરે છે તેજ માણસ જગત આગે ક્રોડો રૂપીઆ આપવાને હાથ લંબાવે છે કેમકે તેવા સમયના અનુસાર પુરૂષનો સર્વથા લક્ષ્મી ત્યજતી નથી. માટે ધર્મને પીળ-વાવો અને સમય પ્રમાણે વર્તવું.

तथा—प्रत्यहं धर्मश्रवणमिति ॥

અર્થ —વળી પ્રતિદિન ધર્મનું શ્રવણ કરવું

ભાવાર્થ—જેમ શરીરના પોષણને વાસ્તે ખોરાકની જરૂર છે તેમ આત્મશુદ્ધિને માટે ધર્મની જરૂર છે અને તે પણ ધર્મનું શ્રવણ પણ ધ્યાન અને રૂચિ-સહિત કરવું. ધર્મ સાંભળવામાં કેવી રૂચિ રાખવી? તેના જવાબમાં ટીકાકાર કહે છે કે સુંદર રૂપવતી યુવતી જેની પાસે બેઠેલી હોય, જે આયૌવનના મદમાં મ્હાલતો હોય, ચિંતત હોય અને તેવા સમયમાં કિન્નરનું મધુરેષા ગાન થાતું હોય તે સાંભળવાની જેવી રૂચિ તે યુવાનને થાય છે તેવી રૂચિ ધર્મશ્રવણમાં રાખવી. ધર્મશાસ્ત્ર સુખનોજ હોય છે અને તેનું શ્રવણ કરવાથી અગ-ણીત ગુણ મળે છે કહ્યું છે કે—

क्लान्तमुपोज्झति खेदं तप्तं निर्वाति बुध्यते मूढम् ॥

स्थिरतामेति व्याकुलमुपयुक्तसुभाषितं चेतः ॥

અર્થ —ઉપયોગી આવસરનું સુભાષિત ગ્લાનિ પામેલા પુરૂષના ચિત્તના ખેદને દૂર કરે છે તાપ પામેલા ચિત્તને બોધ આપે છે અને વ્યાકુળ ચિત્તને સ્થિર કરે છે. અહા! સુભાષિતનો પ્રતાપ વર્ણવી શકાય તેમ નથી.

શબ્દો પણ ઘણીવાર દિલાસો આપે છે અને નમ્ર બનાવે છે જ્ઞાનને વધારે છે દુઃખને શાંત કરે છે શબ્દો જ્ઞાન આપનારા ભજના છે તેમને રાખી મુકવા થી દુર કર્યાં છે. માટે આવા સુ-વાક્યો જે શાસ્ત્રમાં કહેલા છે તેનાં શાસ્ત્રો નિરંતર સાંભળવાની ટેવ રાખવી. સત્પુરૂષના સમાગમથી સાંભળેલો એક અક્ષર પણ દુઃખના સમયે એવો લાભકારી થાય છે કે તે જેને અનુભવ્યું હોય તેજ

દેવલોક સંબંધી સ્થિતિ મેળવવા ઇચ્છા રાખવી તે હોંશિયાર ફળ. આ બન્ને પ્રકારના ફળની આશા રાખ્યા સિવાય ધર્મ કર્મ કરવું; કારણ કે ઇચ્છા—વાસના માણસને કર્મથી બાંધે છે અને તેથી જ્યાં તેની ઇચ્છા તૃપ્ત થાય તેવા સ્થાનમાં તેને જન્મ લેવો પડે છે; આ રીતે ઇચ્છાથી કરેલું કર્મ મનુષ્યને જન્મમરણના ચક્રથી મુક્ત કરવા સમર્થ થતું નથી. વળી બીજી બાબત એ છે કે શક્તિ અનુસાર ધર્મ માર્ગમાં પ્રવર્તવું; કારણ કે પોતાની શક્તિ પ્રમાણે કર્મ કરવાથી માણસને પોતાનામાં વિશ્વાસ આવે છે. અને ધીમે ધીમે કઠિન કામ પણ તે કરી શકે છે પણ જે માણસ પોતાના સામર્થ્યનો વિચાર કર્યા સિવાય એકદમ મોટું કામ ઉપાડે છે તે તેમાં પાછળ પડે છે અને નાસીપાસ થાય છે અને પછી નાનું સરખું પણ કર્મ કરવાને હીંમત ધરી શકતો નથી. જે માણસને એક ઉપવાસ કરવાની શક્તિ છે તે એકદમ અઠ્ઠમનું પ્રત્યાખ્યાન કરે તો પછી તેનું શરીર સુકાવા માંડે તેનું મન વશ રહે નહિ આર્તધ્યાન થાય અને તેનો ઉત્સાહ ભાગી જવાથી તેવો માણસ એકાસણાનું પણ પ્રત્યાખ્યાન લેતાં ડર ખાય પણ જો તે માણસે ઘણી વાર એક ઉપવાસ કર્યા પછી છઠ્ઠ કરી હોય અને ઘણીવાર છઠ્ઠ કર્યા પછી તે અઠ્ઠમ કરે તો તે સહેલાઈથી કરી શકે અને તેનો ઉત્સાહ વધતો રહે. માટે શક્તિ અનુસાર ધર્મ કાર્યમાં પ્રવર્તવું એજ હિતશિક્ષા છે.

सूत्र—तथा अपायचे मासमर्थिपविः ॥

અર્થ—વળી અપાય બાબતમાં ભાવના રાખવી.

ભાવાર્થ:—પોતાની પીરેજ શરીર બંધારણ કામ, તથા બળ વિચારતાં એમ લાગે કે અમુક બાબત મારાથી થઈ શકે તેમ નથી તો તે ન કરવી પણ તે કરવા વિષે ફરી ભાવ રાખવો અને તે મારાથી થઈ શકે એવા સંજોગો મને મળે એવો સંકલ્પ કર્યા કરવો. જેવો માણસ વિચાર કરે છે તેવો તે થાય છે માટે ભાવના અહર્નિશ ઉચ્ચ રાખવી, ઉચ્ચ ભાવનાવાળાઓને તે ભાવનાઓ સિદ્ધ થાય તેવા સંજોગો આ ભવમાં નહિ તો આવતા ભવમાં પણ આવી મળે

છે. માટે કદાપિ પ્રવૃત્તિ ન થાય તોપણ વિચાર અને ભાવના તો ઉત્તમ પ્રકારનીજ રાખવી. માણસો શક્તિ વિચાર્યા સિવાય કાર્યનો આરંભ કરે છે તેઓને આર્તધ્યાન થાય છે. માટે શક્તિ પ્રમાણે ધર્મ કાર્યમાં પ્રવૃત્ત થવું એજ આ સૂત્રનો સાર છે.

मूल—तथा पालनोपायोपदेश इति

અર્થ—વળી પાળવાના ઉપાયનો ઉપદેશ કરવો.

ભાવાર્થ—જ્ઞાનાચાર વગેરે પાંચ આચારનું વિવેચન આપણે વિચારી ગયા. પણ તે પાળવાનો ઉપાય સમજાવવો. જેમકે તે વાસ્તે તેને પોતાના સરખા ગુણવાળા અથવા અધિક ગુણવાળાની સોબતમાં રહેવાનો ઉપદેશ આપવો. જેમકે કારણ કે અન્યને તેમના આચારમાં પ્રવર્તતા જોઈ તે પણ તે પ્રમાણે વર્તવાને દોરાય છે. વળી ઉત્ક્રમના-ગુણ સ્થાનકના જે પગથિયાપર ઉભેલો હોય તેને યોગ્ય ક્રિયા બતાવવી. જેથી તે આચરણ કરી શકે. જે માણસ તદ્દન સ્વાર્થ વૃત્તિનો છે તેને પરમાર્થમાં દાન આપવાનો ઉપદેશ આપીએ તો નિરર્થક છે. એ માટે પ્રથમ તો તેને તેની સ્ત્રી અને છોકરાંને સારૂ ધન વાપરવાનો ઉપદેશ આપવો. આ રીતે જ્યારે બીજાને સારૂ ધન વાપરતાં શિખે ત્યારે તેના કુટુંબીઓનું ભરણપોષણ કરવાનો ઉપદેશ આપવો. તે સ્થિતિ પ્રાપ્ત થયે તેની નાતના મનુષ્યોના કલ્યાણ અર્થે ધનનો ઉપયોગ કરવાનું કહેવું. આમ થતાં થતાં તે પરોપકારી થઈ શકે. માટે અધિકારી જોઈને બોધ આપવો એ ન્યાયયુક્ત ઉત્તમ લક્ષણ છે. ગુણસ્થાનકના જુદા જુદા પગથિયાં ઉપર ઉભેલા બધા મનુષ્યોને એક સરખો ઉપદેશ લાભકારી થઈ શકે નહિ; માટે પાત્રનો વિચાર કરી તેની શક્તિ વિચારી તેને પાળવા યોગ્ય થાય તે ઉપાય સૂચવવો.

मूल—तथा फलप्ररूपणेति

અર્થ—વળી ફળની પ્રરૂપણા કરવી

ભાવાર્થ—સામાન્ય મનુષ્યો કોઈ પણ ફળની આશા સિવાય પ્રવૃત્તિ કરવા લલચાતા નથી. અમુક કામનું લાભદાયી ફળ છે તેમ જ્યારે તેમના જાણવામાં આવે છે ત્યારે તેઓ તે ફળ મેળવવાને યોગ્ય

હિંસા, અસત્ય ચોરી, મૈથુન અને પરિગ્રહ એ પાંચ, તત્ત્વમાં અશ્રદ્ધા, અને ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયની રીતે દશ પાપનાં કારણો છે

તે દશ પાપનાં કારણની નિંદા કરવી તે અસદાચાર નિંદા જાણવી. આ સર્વમાં મિથ્યાત્વ અર્થાત્ તત્ત્વમાં અશ્રદ્ધા સમાન કોઈ શત્રુ બીજો એક પણ નથી.

સત્યને અસત્યરૂપે, ધર્મને અધર્મરૂપે, અસત્યને સત્યરૂપે, અને અધર્મને ધર્મરૂપે જાણવો તે મિથ્યાત્વ અસત્‌ને સત્ તરીકે માનવાથી વિચાર પણ તેવો થાય છે અને કર્મ પણ તેવાં થાય છે માટે મિથ્યાત્વનો ત્યાગ કરવો. કહ્યું છે કે—

न मिथ्यात्वसमः शत्रुर्न मिथ्यात्वसमं विषं ।
न मिथ्यात्वसमो रोगो न मिथ्यात्वसमं तमः ॥
द्विषद्विषतमोरोगैर्दुःखमेकत्र दीयते ।
मिथ्यात्वेन दुरन्तेन जन्तोर्जन्मनि जन्मनि ॥
वरं ज्वालाकुले क्षिप्तो देहिनात्मा हुताशने ।
न तु मिथ्यात्वसंयुक्तं जीवितव्यं कदाचन ॥

મિથ્યાત્વ સમાન બીજો શત્રુ નથી, મિથ્યાત્વ સમાન બીજું ઝેર નથી, મિથ્યાત્વ સમાન બીજો રોગ નથી, મિથ્યાત્વ સમાન બીજું અંધકાર નથી. શત્રુ ઝેર અને અંધકારપ્રમુખને એક જન્મમાં દુઃખ દે છે પરંતુ દુરંત એવું મિથ્યાત્વ પ્રાણીને જન્મોજન્મ દુઃખ દે છે. દેહધારી પ્રાણીએ પોતાનો આત્મા જ્વાલાકુલ અગ્નિમાં નાખવો એ ઉત્તમ છે પણ મિથ્યાત્વસહિત જીવવું એ કોઈ પણ કાળે સારું નથી. આ પ્રકારે તત્ત્વના અશ્રદ્ધારૂપ મિથ્યાત્વની નિંદા કરવી અને ક્રોધ, માન વગેરે કષાયો પણ અનિષ્ટ પરિણામ લાવનાર છે એમ સમજવું. કોઈ પણ દિવસ તેમની તરફેણમાં બોલવું નહિ

तथा तत्त्वकथनमिति ॥

અર્થ —વળી અસત્ આચારના સ્વરૂપનું કથન કરવું

ભાવાર્થ—હિંસા વગેરે અસદાચાર છે એમ કહેવા માત્રથી કોઈ તેનો ત્યાગ કરી શકે નહિ માટે તેનું સ્વરૂપ સમજાવવું જોઈએ.

૧ પાંચ ઈંદ્રિય ત્રણ બળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય એ દશ પ્રાણથી આત્માને વિયોજીત કરવો તે હિંસા.

૨ જુઠું બોલવું, પોતે જે જાણ્યું હોય તેનાથી જુદું કહેવું તે અસત્ય—મૃષાવાદ.

૩ કોઈએ નહિ આપેલી વસ્તુ ગ્રહણ કરવી તે સ્તેય—ચોરી કહેવાય

૪ મૈથુન એટલે સ્ત્રીભોગ ભોગવવા તેનું નામ અબ્રહ્મ કહેવાય.

૫. કોઈ પણ વસ્તુ મારી છે એવી તે વસ્તુ પરની મૂર્છા તે પરિગ્રહ કહેવાય ક્રોધ, માન માયા અને લોભનું સ્વરૂપ પહેલા પ્રકરણમાં આપણે વિચારી ગયા છીએ આવી રીતે તેનું સ્વરૂપ કહી તેનો ત્યાગ કરવાનો બોધ આપવો.

## तथा—स्वयं परिहार इति ॥

અર્થ—વળી પોતે તે અસદાચારનો પરિહાર-ત્યાગ કરે.

ભાવાર્થ—સદાચારના ઉપદેશકે જાતે અસદાચારનો ત્યાગ કરવો. જેમ નટ વૈરાગ્યનું વર્ણન કરે પણ તેના હૃદયમાં વૈરાગ્યની અસર ન જણાય તો સામા મનુષ્ય ઉપર તેની અસર થતી નથી, તેમ ઉપદેશકના ઉપદેશની ઝાઝી અસર થતી નથી.

ઉપદેશથી જે અસર થાય તેના કરતાં તેના વર્તનથી વધારે અસર થાય છે આ બાબત બહુજ ઉપયોગી છે લોકો ઉપદેશની સાથેજ ઉપદેશ કરનાર તરફ દ્રષ્ટિ કરે છે એ ઉપદેશમાં પોતે જો અને જે બાબતનો ઉપદેશ કરે છે તેવો ગુણ હોય તો તેના ઉપદેશની અસર થાય છે નહિ તો "પાણીમાંના રીંગણા" ની ગતિ થાય છે. માટે જે બીજાને આપણે બોધ આપવા ઈચ્છા રાખતા હોઈએ તે પ્રથમ આપણે વર્તનમાં મુકવું જોઈએ. પારકાને ઉપદેશ આપવાનું પાંડિત્ય તો સર્વ સ્થળે દેખાય છે પણ કહેણી પ્રમાણે રહેણી રાખનારા

તેનું કારણ અસદાચાર છે એમ શ્રોતાઓને બોધ આપવો. અસદાચારનું મુખ્ય કારણ પ્રમાદ છે

માણસો જ્યારે પોતાનું સ્વરૂપ ભુલી જાય છે અર્થાત્ પ્રમાદ દશામાં વર્તે છે અને અન્ય જીવો તે પોતાના જેવાજ છે એ સત્યને વિસરી જાય છે ત્યારે તેઓ અનેક પ્રકારના અસદાચાર સેવે છે, અને તેથી પ્રમાદજ દુર્ગતિનું મૂળ છે કહ્યું છે કે —

यत्र प्रयन्ति पुरुषा स्वर्गं यत्र प्रयन्ति विनिपातम् ।
तत्र निमित्तमनार्य प्रमाद इति निश्चितमिदं मे ॥

પુરૂષો સ્વર્ગને નથી પામતા અને શુભ ગતિથી પડે છે તેનું નિમિત્ત કારણ અનાર્ય પ્રમાદજ છે એવો મારો ચોક્કસ નિશ્ચય છે.

અસદાચારથી આ લોકમાં અનર્થની પરંપરા ઉદ્ભવે છે એટલુંજ નહિ પણ તેને લીધે માણસને નરકમાં અનેક પ્રકારનાં દુઃખો અનુભવવાં પડે છે

नारकदुःखोपवर्णनमिति ॥

અર્થ—નારકીના દુઃખનું વર્ણન કરવું

ભાવાર્થ—નરકમાં ઉત્પન્ન થયેલા તે નારકીના દુઃખનું વર્ણન કરવું. વળી તિર્યંચના દુઃખનું પણ વર્ણન કરવું કે જેથી માણસો તે દુઃખના કારણભૂત અસદાચારનો ત્યાગ કરે

નરકમાં જીવો પોતાની ઇચ્છાનુકૂળ પદાર્થો નહિ મળવાથી અને પ્રતિકૂળ પદાર્થોનો સંયોગ થવાથી અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે ત્યાં પોતાના બચાવ માટે કોઈ તેમની દષ્ટિએ પડતું નથી વળી ભુખ તરસ ટાઢ તડકો પરવશપણું વગેરે દુઃખોથી આકુળવ્યાકુળ થયેલા તિર્યંચ પ્રાણીઓને જે સુખ મળે છે તે તુચ્છ છે કહેવામાત્ર છે બીજા સબંધોમાં જોઈયે તો તેઓ દુઃખી છે

વળી મનુષ્યભવમાં પણ પ્રાણીને દરિદ્રતાનું રોગનું દુર્ભાગ્યતાનું શોકનું મૂર્ખતાનું હીન જાતિનું હલકા કુળનું હાથ પગ વગેરે શરીરના અવયવહીન થવાનું આંધાપણું લુલા લંગડા થવાનું દુઃખ છે ખરી વાત છે કે મનુષ્યભવમાંથીજ મોક્ષ મેળવી શકાય, છતાં મનુષ્ય-

संप्राप्ते पण्डितः कृच्छ्रं पूनया मतिबुध्यते ।
मूढस्तु कृच्छ्रमासाद्य शिलेवाम्भसि मज्जति ॥ २ ॥

જે અમિત્ર ( શત્રુ ) ને મિત્ર કરે મિત્રનો દ્વેષ કરે મિત્રને હણે દુષ્ટ કર્મનો આરંભ કરે તે મૂઢ ચિત્તવાળો કહેવાય

જેમ મરવાને તૈયાર થયેલો પુરુષ ઔષધને માનતો નથી તેમ પોતાને કહેવામાં આવેલા સાર્થક અને ગુણવાળા વાક્યને મૂઢ પુરુષ માની શકતો નથી. બીજા શબ્દોમાં કહીએ તો મરણ પથારીએ પડેલા મનુષ્યને ઔષધની અસર થતી નથી, તેમ મૂઢ પુરુષને સદુપદેશની અસર લાગતી નથી.

પંડિત પુરુષ કષ્ટ પામેલો હોય તોપણ પૂર્વ સંસ્કારથી પ્રતિબોધ પામે છે પણ મૂઢ પુરુષ તો દુઃખી અવસ્થામાં આવતાં પાણીમાં શિલાની પેઠે બુડે છે, અર્થાત્ તે સ્થિતિમાં શું કરવું તે ન જાણવાથી ઉલટા કર્મ કરવાને દોરાય છે પંડિત પુરુષ તો સમજે છે કે સુખ પછી દુઃખ આવે છે કોઇને આ જગતમાં એકાન્ત સુખ તેમજ એકાન્ત દુઃખ નથી. માટે સુખ આવ્યે મગરૂર ન થવું, તેમ દુઃખ આવે ખિન્ન ન થવું પણ મનનું સમાધાનપણું જાળવી રાખવું.

આ રીતે મૂઢતાના ગેરલાભ બતાવી તેનો ત્યાગ કરવા ઉપદેશ કરેલ.

મોહનો અજ્ઞાન કે મૂઢતા સિવાય બીજો પણ અર્થ થાય છે જેને લીધે સંસારના પદાર્થો તેમજ આત્માની ઉપાધિ પ્રત્યે રાગ થાય છે તે અજ્ઞાનભાવને શાસ્ત્રકારો મોહ કહે છે આત્મા અને કર્મ ભિન્ન છે એવી ખાત્રી મોહને લીધે થતી નથી, અને તેથી [illegible] પરવસ્તુને આત્મા પોતાની માનવા દોરાય છે અને અંતે દુઃખ પામે છે

નિજરૂપે નિજ વસ્તુ છે પરરૂપે પરવસ્તુ
જેણે જાણ્યો પેચ એ તેણે જાણ્યું સમસ્ત.
ભિન્નથી પુદ્ગલ દશા અભિન્નથી તું આપ
આપોઆપ વિચારતાં ટરે દુઃખ ને પાપ.

આવો વિચાર મોહને લીધે આવતો નથી. અને તેથી સંસારમાં

ભાવાર્થ—વળી સદ્આચાર વિચાર વડે આત્મવીર્ય, અને શરીર બળ વૃદ્ધિ પામે છે એમ જણાવવું જે માણસો શુદ્ધ આચાર પાળે છે એટલે જે પોતાની ઇન્દ્રિયોને નિયમમાં રાખે છે અને પોતાની શક્તિનો અઘટિત વ્યય કુમાર્ગે કરતા નથી તેઓમાં વીર્ય વૃદ્ધિ થાય છે અને તેઓ શરીરે બહુજ બળવાળા પરાક્રમી થાય છે તેજ રીતે એઓના વિચારો શુદ્ધ અને એકાગ્ર હોય છે અને રાગ દ્વેષ કષાયથી મલીન થયેલા નથી તેઓનું વિચાર બળ વિખરાઇ જતું નથી પણ વૃદ્ધિ પામે છે અને તેઓ અનેક કાર્યો આ માની વિચાર શક્તિથી કરી શકે છે આ ઉપરથી આપણને જણાય છે કે શુદ્ધ આચાર વિચારથી આત્મવીર્ય તેમજ શરીરવીર્ય વૃદ્ધિ પામે છે અને તેવો માણસ દુનિયાને પોતાના બળથી ધ્રુજાવે છે તે માણસ જ્યાં જાય છે ત્યાં સન્માન પામે છે તેની મુખાકૃતિ સૌમ્ય બને છે અને તે બીજા ઉપર પોતાના ગુણોની છાપ પાડે છે માણસ વીર્યની અધિકથી શું કરી શકે છે તે બતાવતાં ટીકાકાર લખે છે કે—

मस्तम्भ पराणम्, यत्केपिस्कर्तुमीश्वर ॥

तत्सदाचारकल्पद्रुफलमाहुर्महर्षयः ॥

કેટલાક લોક (દેવો) મેરુ પર્વતને દંડ કરવાને અને પૃથ્વીને છત્ર કરવાને સમર્થ થાય છે તે સદાચારરૂપ કલ્પવૃક્ષનું ફળ છે એમ મોટા ઋષિઓ કહે છે માટે સદાચારનું સેવન કરવું એજ ઉત્તમ બોધ છે

तथा—परिणते गम्भीरदेशनायोग इति ॥

અર્થ—વળી જ્ઞાન પરિણમ્યા પછી ગંભીર દેશના દેવાનો વિચાર કરવો.

ભાવાર્થ—જ્યારે શ્રોતાઓને ઉપર જણાવેલા ઉપદેશનું યથાર્થ જ્ઞાન થાય પછી તે બાબતની શ્રદ્ધા થાય અને છેવટે તે ઉપદેશને આચારમાં મૂકે ત્યારે તે શ્રોતા વધારે ગંભીર ઉપદેશને વાસ્તે લાયક થાય છે શાસ્ત્રમાં પણ ઉપદેશ કરવાની રીત આ પ્રમાણે

અને તે ગુણની ખબર થાવે એ કહેવત આવા મનુષ્યોને લાગુ પડે છે. બાકી પુરૂષાર્થ કરનારા પુરૂષો વિષે તો કહ્યું છે કે—

दुर्गं तावदिदं समुद्रपरिखा, तावन्निरालम्बनम् ॥
व्योमैतन्ननु तावदेव विषमः, पातालयात्रामयः ॥
दत्त्वा मूर्धनि पादमुद्यमभिदो, दैवस्य कीर्तिप्रियैः ॥
वीरैर्यावदहो न साहसतुला,–मारोप्यते जीवितम् ॥ १ ॥

જ્યાં સુધી કીર્તિપ્રિય બહાદુર પુરૂષોએ ઉદ્યમનો નાશ કરનાર દૈવ (નસીબ) ના માથા ઉપર પગ મૂકીને પોતાના જીવિતને સાહસના ત્રાજવામાં નથી મૂક્યું ત્યાં સુધી આ સમુદ્રની ખાઈથી વિંટાએલી પૃથ્વી દુર્ગમ લાગે છે ત્યાં સુધી આકાશ આધાર વગરનું દેખાય છે ત્યાં સુધી પાતાળમાં જવું વિષમ લાગે છે, ટુંકામાં આ શ્લોકનો સાર એ છે કે મનુષ્યોએ દૈવના અથવા કર્મના ઉપર આધાર રાખી બેસી રહેવાને બદલે પુરૂષાર્થ કરવો. જે ઉદ્યોગી પુરૂષ છે તેને લક્ષ્મી વરે છે. દૈવ આપશે એમ કહી બેસી રહેનારા કાયર લોકો છે માટે દૈવને તિરસ્કારી પોતાની શક્તિ પ્રમાણે પુરૂષાર્થ કરવો. કહ્યું છે કે—

विहाय पौरुषं कर्म यो दैवमनुवर्तते ।
तद्धि शाम्यति तं प्राप्य क्लीबं पतिमिवाङ्गना ॥ १ ॥

જેમ નપુંસક (પુરૂષાતન વગરનો) પતિ પામીને સ્ત્રી નિષ્ફળ (પુત્ર વગરની) થાય છે તેમ જે પુરૂષ પુરૂષાર્થનો ત્યાગ કરી દૈવને અનુસરે છે તેનું દૈવ ઉદ્યમ વિના નિષ્ફળ થાય એટલે પુરૂષાર્થ વિના દૈવ કંઇ કરી શકતું નથી. મનોરથથી કાર્ય સિદ્ધ થતું નથી, પણ પુરૂષાર્થથી થાય છે; કારણકે સુતેલા સિંહના મુખમાં આવીને મૃગલાં પડતાં નથી, માટે આત્મશક્તિમાં વિશ્વાસ રાખી ધર્મકર્મમાં દ્રઢ પ્રયત્ન કરો તો સર્વ બાબત ભલી થશે.

तथा वीर्यर्द्धिवर्णनमिति॥

અર્થ.—વીર્યની રિદ્ધિનું વર્ણન કરવું.

ભાવાર્થ—વળી સદાચાર વિચાર વડે આત્મવીર્ય અને શરીર બળ વૃદ્ધિ પામે છે એમ જણાવવું જે માણસો શુદ્ધ આચાર પાળે છે એટલે જે પોતાની ઇંદ્રિયોને નિગ્રહમાં રાખે છે અને પોતાની શક્તિનો અઘટિત વ્યય કુમાર્ગે કરતા નથી તેઓમાં વીર્ય વૃદ્ધિ થાય છે અને તેઓ શરીરે મજબુત બળવાળા પરાક્રમી થાય છે તેજ રીતે એઓના વિચારો શુદ્ધ અને નિર્મળ હોય છે અને રાગ દ્વેષ કષાયથી મલીન થયેલા નથી તેઓનું વિચાર બળ વિખરાઇ જતું નથી પણ વૃદ્ધિ પામે છે અને તેઓ અનેક કાર્યો આત્માની વિચાર શક્તિથી કરી શકે છે આ ઉપરથી આપણને જણાય છે કે શુદ્ધ આચાર વિચારથી આત્મવીર્ય તેમજ શરીર વીર્ય વૃદ્ધિ પામે છે અને તેવો માણસ દુનિયાને પોતાના બળથી ધ્રુજાવે છે તે માણસ જ્યાં જાય છે ત્યાં સન્માન પામે છે તેની મુખાકૃતિ સભ્ય બને છે અને તે બીજા ઉપર પોતાના ગુણોની છાપ પાડે છે માણસ વીર્યની શક્તિથી શું કરી શકે છે તે બતાવતાં ટીકાકાર લખે છે કે—

मेरुस्तृणं पराणर्व, यस्केपित्स्तुमीष्यते ॥

तत्सदाचारकल्पद्रुफलमाहुर्महर्षयः ॥

કેટલાક લોક (દેવા) મેરૂ પર્વતને તૃણ કરવાને અને પૃથ્વીને છત્ર કરવાને સમર્થ થાય છે તે સદાચારરૂપ કલ્પવૃક્ષનું ફળ છે એમ મોટા મહર્ષિઓ વદે છે; માટે સદાચારનું સેવન કરવું એજ ઉત્તમ બોધ છે

तथा—परिणते गम्भीरदेशनायोग इति ॥

અર્થ—વળી જ્ઞાન પરિણમ્યા પછી ગંભીર દેશના દેવાનો વિચાર કરવો.

ભાવાર્થ—જ્યારે શ્રોતાઓને ઉપર જણાવેલા ઉપદેશનું યથાર્થ જ્ઞાન થાય પછી તે બાબતની શ્રદ્ધા થાય અને છેવટે તે ઉપદેશને આચારમાં મૂકે ત્યારે તે શ્રોતા વધારે ગંભીર ઉપદેશને વાસ્તે લાયક થાય છે શાસ્ત્રમાં પણ ઉપદેશ કરવાની રીત આ પ્રમાણે

કરેલી છે પ્રથમ સામાન્ય ગુણની પ્રશંસાનો ઉપદેશ કરવો, પછી વિશેષ ગુણની પ્રશંસાનો બોધ આપવો. આ બે પ્રકારનો બોધ જ્યારે શ્રોતાના પરિણમે એટલે શ્રોતાના હૃદયમાં તે બોધ પ્રવેશ પામે અને તે બોધ અનુસાર કાર્ય કરવાને તે પ્રેરાય ત્યારે વધારે સૂક્ષ્મ બાબતનો બોધ આપવો ઉચિત છે એક વખત આપેલું અન્ન પચી ગયા પછી બીજી વખત જમાય તોજ શરીર સુખમાં રહે છે તેમ સામાન્ય બોધની અસર હૃદયમાં બરાબર થઈ હોય તોજ વિશેષ બોધને વાસ્તે તે લાયક બને છે શ્રોતાના મનપર આપેલા બોધની અસર થઈ છે કે નહિ તે જાણવાનું એજ લક્ષણ છે તે એ જ કે પોતાની શક્તિ અનુસાર તે બોધ મુજબ તે વર્તે છે કે કેમ જો તે વર્તતો હોય તો બોધની અસર થએલી જાણવી અને જો તે વર્તતો ન હોય તો બોધની યથાર્થ અસર નથી થઈ એમ જાણવ

કહેલી છે પ્રથમ સામાન્ય ગુણની પ્રશંસાનો ઉપદેશ કરવો. પછી વિશેષ ગુણની પ્રશંસાનો બોધ આપવો. આ બે પ્રકારનો બોધ જ્યારે શ્રોતામાં પરિણમે એટલે શ્રોતાના હૃદયમાં તે બોધ પ્રવેશ પામે અને તે બોધ અનુસાર કામ કરવાને તે પ્રેરાય ત્યારે વધારે સૂક્ષ્મ બાબતોનો બોધ આપવા ઉચિત છે. એક વખત ખાધેલું અન્ન પચી ગયા પછી બીજી વખત જમાય તોજ શરીર સુખમાં રહે છે તેમ સામાન્ય બોધની અસર હૃદયમાં બરાબર થઈ હોય તોજ વિશેષ બોધને વાસ્તે તે લાયક બને છે. શ્રોતાના મનપર આપેલા બોધની અસર થઇ છે કે નહિ તે જાણવાનું પ્રમાણ બહુધા છે તે એ છે કે પોતાની શક્તિ અનુસાર તે બોધ મુજબ તે વર્તે છે કે કેમ. જો તે વર્તતો હોય તો બોધની અસર થએલી જાણવી અને જો તે વર્તતો ન હોય તો બોધની યથાર્થ અસર નથી થઈ એમ માનવું.

तथा—श्रुतधर्मकथनमिति ॥

અર્થ—વળી શ્રુત ધર્મનું કથન કરવું.

ભાવાર્થ—શ્રુત એટલે સિદ્ધાંત, તે સિદ્ધાન્તનું કથન કરવું એટલે ઉપદેશ કરવો. તેનું લક્ષણ વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા તથા ધર્મકથન છે. આ પાંચના લક્ષણ નીચે પ્રમાણે છે. ગુરૂ મહારાજ પ્રથમ જે ઉપદેશ આપે તે વાચના કહેવાય. શંકા પડે ત્યારે ગુરૂ મહારાજને વિનય સહિત પુછવું તે પૃચ્છના. પૂછીને નિર્ણય કરેલું સૂત્ર ન ભુલાય માટે ફરીથી તેને સંભારવું તે પરાવર્તના. સૂત્રની પેઠે અર્થનું પણ ચિન્તવન કરવું તે અનુપ્રેક્ષા. અભ્યાસ કરેલા સૂત્રને બીજાને ઉપદેશ આપવો તે ધર્મકથા કહેવાય છે.

चक्षुष्मन्तस्त एवेह ये श्रुतज्ञानचक्षुषा ॥
सम्यक् सदैव पश्यन्ति भावान् हेयेतरान्नराः ॥ १ ॥

જે પુરૂષો ત્યાગ કરવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય પદાર્થોને શ્રુતજ્ઞાન રૂપ ચક્ષુ વડે સમ્યક્ પ્રકારે જુએ છે તેજ પુરૂષો

અને તાપથી પ્રથમ તેની પરીક્ષા કરે છે અને પરીક્ષામાં શુદ્ધ નીકળે છે તો ખરીદ કરે છે તેમ શ્રુત ધર્મને પણ કષ છેદ અને તાપની કસોટી લગાવવી. હવે ધર્મની બાબતમાં પ્રથમ કષ શું છે તેના જવાબમાં શાસ્ત્રકાર કહે છે —

विधिप्रतिषेधौ कष इति ॥

અર્થ —વિધિ અને પ્રતિષેધ તે કષ છે

ભાવાર્થ—અવિરૂદ્ધ એટલે અનુકૂળ કર્ત્તવ્ય બતાવનારૂં વાક્ય તે વિધિવાક્ય કહેવાય. જેમકે દાન કરવું શીલ પાળવું, વળી સ્વર્ગ તથા કેવળજ્ઞાનના અર્થી જીવોએ તપ તથા ધ્યાન કરવું અને પંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ સહિત શુદ્ધ ક્રિયા કરવી; તે વિધિ કહેવાય. કોઇ પણ પ્રકારનું શુદ્ધ કર્તવ્ય કરવાની આજ્ઞા તે વિધિ માર્ગ; અમુક માર્ગે ન કરવું એવો જે માર્ગ તે પ્રતિષેધ માર્ગ. દાખલા તરીકે કોઇ પ્રાણીની હિંસા ન કરવી, અસત્ય ન બોલવું, ચોરી ન કરવી વગેરે એ વિધિ અને નિષેધ તે કષ કહેવાય છે જેમ સુવર્ણની પરીક્ષા કરવાને કસોટી ઉપર સુવર્ણના અમુક કસીએ કસીએ તેમ ધર્મની પરીક્ષા કરવામાં વિધિ નિષેધ વાક્ય કસોટીનું કામ સારે છે

જે ધર્મમાં કર્તવ્ય અને અકર્તવ્યનો ભેદ પાડી કર્તવ્ય કરવાને, અને અકર્તવ્યનો ત્યાગ કરવાને ફરમાવવાને આવ્યું હોય તે ધર્મ કષ શુદ્ધ કહેવાય કોઇ ધર્મ એમ જણાવે કે અન્ય ધર્મ પાળતો હોય તેને મારી નાંખવો તો તે ધર્મ શુદ્ધિની પરીક્ષામાં ટકી શકે નહિ કારણ કે હિંસારૂપ અકર્તવ્યનો ત્યાગ કરવાને બદલે અકર્તવ્ય કરવું એવો ચોરો વિધિ માર્ગ બતાવ્યો. જેમાં ઉપર પ્રમાણે મને શુદ્ધ માર્ગ બતાવ્યા હોય તે માર્ગ ગ્રહણ કરવો એજ સાર છે હવે છેદનું સ્વરૂપ દર્શાવે છે

तत्सम्भवपालनाचेष्टोक्तिश्छेद इति ॥

અર્થ —વિધિ નિષેધની ઉત્પત્તિ તથા પાલન અર્થેની ક્રિયાનું કહેવું તે છેદ કહેવાય.

**ભાવાર્થ**—આગ્રહ સોનાને કસોટીના પત્થર ઉપર ઉપર ઘસીને તેની પરીક્ષા કરે છે તે કસોટીમાં સોનું શુદ્ધ માલમ પડ્યું તોપણ તેટલાથી સંતોષ નહિ પામતાં તેને કાપીને જુવે છે કે સ્મેને અંદરના ભાગમાં કોઈ પણ પ્રકારનો ભેદ હોય તેમ ધર્મમાં પણ કષ શુદ્ધિ કર્યા પછી છેદ શુદ્ધિ કરવી જરૂરની છે ધર્મની બાબતમાં છેદ શું છે તે વિચારીએ છેદ તે વિશુદ્ધ બાહ્ય ચેષ્ટા રૂપ છે વિધિ અને પ્રતિષેધ માર્ગને અનુકૂળ જે બાહ્ય ક્રિયા તે છેદ છે, તે બાહ્યશુદ્ધ ક્રિયાથી અતિચાર અને અનાચાર રહિતપણે વિધિ અને પ્રતિષેધ માર્ગને ઉત્તેજન મળે છે માટે જે ધર્મમાં ઉપર જણાવેલા વિધિ પ્રતિષેધ માર્ગને મદદકારી શુદ્ધ ધાર્મિક ક્રિયાનું વર્ણન યથાર્થ રીતે કરેલું હોય તે છેદશુદ્ધ ધર્મ જાણવો.

સોનાની કષ અને છેદથી પરીક્ષા કરી અને તેમાં શુદ્ધ નીકળ્યું તોપણ તેની બરાબર પરીક્ષા કરવાને સોની અગ્નિમાં નાખી તેની પરીક્ષા કરે છે અને જ્યારે અગ્નિમાં પણ તેનો રંગ બદલાતો નથી, ત્યારે તે શુદ્ધ-કેવળ શુદ્ધ માનવામાં આવે છે તેમ ધર્મની પણ તાપમાં પરીક્ષા કરવી. હવે ધર્મની બાબતમાં તાપ કયો ગણવો તે શાસ્ત્રકાર જણાવે છે

उभयनिबन्धनभाववादस्ताप इति ॥

**અર્થ**—કષ અને છેદ એ બ નેના કારણરૂપ જીવાદિ તત્ત્વોની પ્રરૂપણા કરવી તે તાપ.

**ભાવાર્થ**—કષ અને છેદનો પ્રથમ આપણે વિચાર કરી ગયા, પણ કષ અને છેદનું મૂળ કારણ જાણવું જોઈએ. કષ અને છેદનો આધાર તાપ ઉપર રહેલો છે. જો સુવર્ણનો રંગ તાપ આપવાથી બદલાઈ ગયો તો તે સુવર્ણ નિરર્થક છે તેમ ધર્મની તાપથી પરીક્ષા કરી અને તેમાં જો તે ન ટકી શકે તો કષ અને છેદની વિશુદ્ધિ નિરૂપયોગી છે વસ્તુઓમાં ક્ષણે ક્ષણે રૂપાંતર થાય છે, જે સોનાનું કુંડલ બનાવવામાં આવે છે તેજ સોનાની થોડા સમય પછી માળા (કંઠી) બનાવવામાં આવે છે આ પ્રમાણે તેનો આકાર બદલાય

માટે તાપશુદ્ધિ રૂપ ધર્મના મશીર તત્ત્વો ઉપર કષ અને છેદના ફળનો આધાર રહેલો છે એ કષ અને છેદ ફળ આપનાર નીવડે તો તેમાં સત્ય ગણવા નહિ તો,

मन्यथा याचितकमण्डनम्

અર્થ —નહીં તો માગી લાવેલા ઘરેણા સમાન કષ અને છેદને જાણવા.

ભાવાર્થ —યથાર્થ તત્ત્વો ઉપર સ્થાપેલા વિધિ પ્રતિષેધ માર્ગ અને તેને પાળવાને સહાયકારી શુદ્ધ ક્રિયા સાધ્ય થાય છે નહિ તો તે માર્ગ અને તે ક્રિયાને પારકા માગી લાવેલા આભૂષણ સમાન ગણવાં. આ પ્રકારનો બે પ્રકારે ઉપયોગ થઇ શકે- જ્યારે પોતાનું ગુજરાન અન્ય સાધનોથી સારી રીતે ચાલતું હોય ત્યારે કડાં કુંડળ કંઠી વગેરે આભૂષણો માણસના શરીરને શોભા આપનાર થાય છે અને આપત્તિ વખતે નિર્વાહનું અન્ય સાધન ન હોય ત્યારે તે આભૂષણો ગુજરાન ચલાવવામાં પણ ઉપયોગી થાય છે, પણ માગી લાવેલા આભૂષણોથી આ બેમાંથી એકે પ્રકારનું ફળ મળતું નથી, કારણ કે તે પારકાં હોવાથી તેનો ઉપયોગ મન માનતી રીતે થઇ શકતો નથી, તેમજ દુઃખના પ્રસંગે તે વેચી શકાતાં નથી, આ ઉપરથી કહેવાનો આશય એ છે કે દ્રવ્ય અને પર્યાયની અપેક્ષાએ જીવ વગેરે તત્ત્વોને નિત્યાનિત્ય માનીએ તો વિધિ નિષેધ માર્ગ તેમાં યથાર્થ ઘટી શકે છે અને તેથી તે પાળવાને સહાયકારી ક્રિયાઓ પણ ફળવતી થાય છે, પણ જે કેટલાક માને છે તેમ એકાંત નિત્ય કે એકાંત અનિત્ય માનીએ તો કષ અને છેદ તેમાં લાગુ પડી શકતા નથી.

માટે તે માગી લાવેલા અલંકાર સમાન જાણવા. કારણ કે તે સાધ્ય વસ્તુ મેળવી તેને સિદ્ધ કરનાર તે થતા નથી, માટે તે કષ અને છેદ શુદ્ધ હોય તો પણ પ્રમાણભૂત મનાય નહિ. આ ઉપરથી કહેવાનો સાર એ છે કે જે ધર્મ કષ, છેદ અને તાપથી શુદ્ધ હોય તેને યથાર્થ માનવો. હવે કેનો કહેલો શ્રુત ધર્મ પ્રમાણભૂત માનવો તેના ઉત્તરમાં ગ્રંથકાર કહે છે —

नाप्तस्वेदिवादः सम्यग्वाद इति

અર્થ —જે તત્ત્વને જાણનાર નથી તેનો વાદ (ધર્મ) સમ્યગ્ ધર્મ કહી શકાય નહિ.

ભાવાર્થ —જેણે તત્ત્વને પોતાના ચક્ષુઓથી જોયેલું તે પુરૂષ જે ધર્મના તત્ત્વો કહે તે સત્ય માની શકાય, પણ જેણે બરાબર તત્ત્વ જોયા નથી તેવો અજ્ઞાની પુરૂષ જે બાબત કહે તે યથાર્થ માની શકાય નહિ. જન્મથી અંધ પુરૂષે ચિત્રેલી છબી દેખતા ચિતારાના જેવી ન હોય તેમજ અલ્પજ્ઞાની પુરૂષોએ કહેલું વચન જેમની અંતર્દષ્ટિ ખીલેલી છે તેવા પુરૂષોએ કહેલા સત્ય વચન જેવું યથાર્થ ન હોય, માટે જ્ઞાની પુરૂષોના વચન ઉપર વિશ્વાસ રાખવો. કારણ કે લોકના લાભ ખાતરજ જેઓ ધર્મના તત્ત્વોનો ઉપદેશ કરે છે તેઓ કદાપિ અસત્ય કહે નહિ.

પણ સમ્યગ્વાદ આ છે એ શી રીતે જણાય? તેના ઉત્તરમાં કહે છે—

बन्धमोक्षोपपत्तितस्तच्छुद्धिरिति ॥

અર્થ.— બંધ અને મોક્ષની સિદ્ધિ થકી સમ્યગ્ વાદની શુદ્ધિ માનવી.

ભાવાર્થ —જે ધર્મમાં આત્મા બંધાય છે અને મુક્ત થાય છે અને કેવા કારણોથી તેનો બંધ થાય છે અને કેવાં કારણોથી તે મુક્ત થઈ શકે છે એ બાબતનું યથાર્થ વર્ણન કર્યું હોય તેને સમ્યગ્વાદ જાણવો. જેમ અગ્નિ અને લોઢાના ગોળાનો પરસ્પર સંબંધ છે. પિરડી તપાવેલા લોઢાના ગોળામાં અગ્નિ રહેલો છે અને જેમ ક્ષીર અને નીર એક બીજા સાથે એકમેક થઈને રહેલા છે તેમ જીવ અને કર્મનો સંબંધ થએલો છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ અને યોગ વગેરે કારણોથી જીવને કર્મ બંધાય છે અને સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રથી, જીવ કર્મથી મુક્ત થાય છે. અર્થાત્ સકળ કર્મ નાશ થઈ આત્મા પોતાની સ્થિતિ પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે આત્માને બંધ અને મોક્ષ છે એમ જે ધર્મમાં કહેલું હોય તેનો પ્રણેતા તત્ત્વજ્ઞ માનવો; અને જે આત્મા બંધ મોક્ષને કલ્પના માને છે તે

રાગ દ્વેષ રૂપ ભાવજ આત્માને બાંધનારા છે એમ કર્મવાદની વાત સત્ય કરતી નથી, એ આમ માનીએ તો સર્પ પોતાની મેળે આંટી નાખીને બંધાય છે એમ આ બંધન માનવું પડે પણ વસ્તુસ્થિતિ તેમ નથી. પુરુષ અને બેડી ભિન્ન છે પણ જેમ બેડી પુરુષને બાંધે છે તેમ કર્મ આત્માને બાંધે છે ખરી વાત છે કે જ્યારે આત્મામાં રાગ દ્વેષ ક્રોધ વગેરે પ્રકુપિત ભાવ ઉત્પન્ન થાય છે ત્યારે કર્મરૂપ પરમાણુઓ એ બાહ્ય આત્મા તરફ આવી આત્માને બાંધે છે પણ રાગ દ્વેષ બાંધવાને સમર્થ થતા નથી.

ત્યારે બંધ અને મોક્ષના હેતુ કેવા તે હવે વિચારીએ—

हिंसाद्युपस्त्रयोगेतवस्त्वविरते सविरतस्येति ॥

અર્થ.—બંધ થવાનુ કારણ હિંસાદિક છે અને મોક્ષનુ કારણ અહિંસાદિક છે.

ભાવાર્થ—વસ્તુ સ્થિતિ વિચારતાં એમ જણાય કે જીવને સંસારમાં પરિભ્રમણ કરાવનાર પાપ છે અને તેનું કારણ જીવનો અશુભ પરિણામ છે હિંસા, ચોરી જુઠ વ્યભિચાર આદિ અનિષ્ટ કર્મ કરવાનો જીવને જ્યારે વિચાર થાય છે ત્યારે પાપ બંધન થાય છે અને તે પાપ બંધન જીવને સંસારમાં રઝળાવે છે કહ્યું છે કે—

हिंसानृतादयः पञ्च तत्त्वाश्रद्धानमेव च ॥

क्रोधादयश्च चत्वार इति पापस्य हेतवः ॥

હિંસા, અસત્ય, ચોરી મૈથુન અને પરિગ્રહ એ પાંચ અવ્રત, તત્ત્વમાં અશ્રદ્ધા અને ક્રોધ, માન માયા અને લોભ રૂપ ચાર કષાય એ દશ પાપના હેતુ છે આ હિંસાદિ વગેરેથી વિરુદ્ધ ચાલવાથી અને ક્રમથી મોક્ષ થાય છે. જેવું કર્મ તેવું ફળ જેવું કારણ તેવું કર્મ બંધનુ કારણ મળવાથી બંધ થાય છે અને મોક્ષનું કારણ મળવાથી મોક્ષ થાય છે

બંધનુ સ્વરૂપ બતાવતાં શાસ્ત્રકાર કહે છે.—

प्रवाहतोऽनादिमानिति ॥

અર્થ —બંધ પ્રવાહથી અનાદિ છે

ભાવાર્થ—જીવ કમથી કયારે બધાયો એવો કોઇ પ્રશ્ન કરે તો જૈનશાસ્ત્રની અપેક્ષાએ કર્મનો બંધ અનાદિ કાળથી છે; એટલે કોઇ દિવસ આત્મા કર્મથી મુક્ત હતો એવી સ્થિતિ ન હતી પણ અમુક કર્મ ક્યારે બંધાયું તેનો કાળ માપી શકાય; જીવ જુનાં કર્મ વિખેરે છે અને નવાં કર્મ બાંધે છે આમ થયા જ કરે છે તેથી પ્રવાહની અપેક્ષાએ અનાદિ કાળથી જીવ કર્મ સાથે બંધાયો એમ કહી શકાય. કોઇ ગાડી લીધા પછી એક વખત આની જગાથી પૈડાં નવાં નખાવીએ બીજી વખત વેષ્ટન નવું કરાવીએ ત્રીજી વખત મધ્ય ભાગ નવો કરાવીએ એમ એકંદરે ગાડી બદલાઇ જાય છે પણ આપણે તે ગાડી લીધી હોય ત્યાંથી જ વર્ષ ગણીએ છીએ, તેમ કર્મની બાબતમાં પણ જુનાં કર્મ વારંવાર ખરે છે નવાં કર્મ ગ્રહણ થાય છે પણ જીવ અને કર્મનો સંબંધ તો અનાદિકાળથી ચાલે છે કારણ કે જીવ તે અનાદિ અનન્ત છે; અને કર્મ તેને લાગેલાં હોવાથી પ્રવાહરૂપ બંધ પણ અનાદિ કહી શકાય

कृतकत्वेऽप्यतीतकालस्यैवोपपत्तिरिति

અર્થ—બંધનું કારણ છતાં પણ અતીતકાળની પેઠે તે પ્રવાહને ઘટાવવો.

ભાવાર્થ—અમુક કાર્ય કર્યું તેનું કારણ આપણે જાણીએ છીએ પણ તે કારણ તો કેવળ નિમિત્ત કારણ છે પણ તેનું ઉપાદાન કારણ તો હૃદયમાં રહેલો અમુક ભાવ જે અતીતકાળમાં રોપેલા કારણોનું કાર્ય છે આમ વિચારતાં કાળમાં પાછા જતાં અનાદિ સુધી જવું પડશે તેથી પ્રવાહની અપેક્ષાએ બન્ધ અનાદિ છે એમ જાણવું.

वर्तमानताकल्पं कृतकत्वमिति ॥

અર્થ—વર્તમાનકાળ જેવું કરેલાપણું છે.

ભાવાર્થ—જેવી રીતે અતીત કાળને વર્તમાન કાળ સાથે સંબંધ છે તેવી રીતે બંધનું કરેલાપણું તે કરવાપણું છે કારણ કે નિશ્ચયનયના અભિપ્રાય પ્રમાણે ક્રિયાકાળ અને નિષ્ઠા (કાર્ય સમાપ્તિ)

રાગ દ્વેષ રૂપ ભાવજ આત્માને બાંધનારા છે એમ કહેનારની વાત સત્ય ઠરતી નથી, ને આપ માનીએ તો સર્વ પોતાની મેળે આવી બાંધીને બંધાય છે એમ આ બંધન માનવું પડે પણ વસ્તુસ્થિતિ તેમ નથી. પુરૂષ અને બેડી ભિન્ન છે પણ જેમ બેડી પુરૂષને બાંધે છે તેમ કર્મ આત્માને બાંધે છે ખરી વાત છે કે જ્યારે આત્મામાં રાગ દ્વેષ ક્રોધ વગેરે કલુષિત ભાવ ઉત્પન્ન થાય છે ત્યારે કર્મના પરમાણુઓ એ થકી આત્મા તરફ આવી આત્માને બાંધે છે પણ રાગ દ્વેષ બાંધવાને સમર્થ થતા નથી.

ત્યારે બંધ અને મોક્ષના હેતુ કયા તે હવે વિચારીએ—

हिंसाद्यवद्ययोगोऽवद्यविरतिरवद्यस्योपि ॥

અર્થ—બંધ થવાનું કારણ હિંસાદિક છે અને મોક્ષનું કારણ અહિંસાદિક છે.

ભાવાર્થ—વસ્તુ સ્થિતિ વિચારતાં એમ જણાય છે કે જીવને સંસારમાં પરિભ્રમણ કરાવનાર પાપ છે અને તેનું કારણ જીવનો અશુભ પરિણામ છે હિંસા ચોરી, જૂઠ, વ્યભિચાર આદિ અનિષ્ટ કર્મ કરવાનો જીવને જ્યારે વિચાર થાય છે ત્યારે પાપ બંધન થાય છે અને તે પાપ બંધન જીવને સંસારમાં રખડાવે છે કહેવું છે કે—

हिंसानृतस्तेय पंच तथाब्रह्मान्यमेव च ॥
क्रोधाद्याश्च चत्वार इति पापस्य हेतवः ॥

હિંસા, અસત્ય ચોરી મૈથુન અને પરિગ્રહ, એ પાંચ અવ્રત, તત્વમાં અશ્રદ્ધા અને ક્રોધ, માન માયા અને લોભ રૂપ ચાર કષાય એ દશ પાપના હેતુ છે આ હિંસાદિ વગેરેથી વિરૂદ્ધ ભાવથી અને ભાવથી મોક્ષ થાય છે. જેવું કર્મ તેવું ફળ જેવું કારણ તેવું કાર્ય બંધનું કારણ મળવાથી બંધ થાય છે અને મોક્ષનું કારણ મળવાથી મોક્ષ થાય છે

બંધનું સ્વરૂપ બતાવતાં ગ્રંથકાર કહે છે—

प्रवाहतोऽनादिमानिति ॥

અર્થ—બંધ પ્રવાહથી અનાદિ છે

ભાવાર્થ—જીવ કર્મથી ક્યારે બંધાયો એવો કોઇ પ્રશ્ન કરે તો જૈનશાસ્ત્રની અપેક્ષાએ કર્મનો બંધ અનાદિ કાળથી છે, એટલે કોઇ દિવસ આત્મા કર્મથી મુક્ત હતો એવી સ્થિતિ ન હતી. પણ અમુક કર્મ ક્યારે બંધાયું તેનો કાળ માપી શકાય; જીવ જૂનાં કર્મ વિખેરે છે અને નવાં કર્મ બાંધે છે આમ ચાલ્યા જ કરે છે તેથી પ્રવાહની અપેક્ષાએ અનાદિ કાળથી જીવ કર્મ સાથે બંધાયો એમ કહી શકાય. કોઇ ગાડી લીધા પછી એક વખત સાંધી જવાથી પૈડું નવું નખાવીએ બીજી વખત બેઠક નવું કરાવીએ, ત્રીજી વખત અમુક ભાગ નવો કરાવીએ એમ એકંદરે ગાડી બદલાઇ ગઇ છે પણ આપણે તો ગાડી લીધી હોય ત્યારથી જ વર્ષ ગણીએ છીએ, તેમ કર્મની બાબતમાં પણ જૂનાં કર્મ વારંવાર ખરે છે નવાં કર્મ બંધાય છે પણ જીવ અને કર્મનો સંબંધ તો અનાદિકાળથી ચાલે છે કારણ કે જીવ તે અનાદિ અનન્ત છે; અને કર્મ તેને લાગેલાં હોવાથી પ્રવાહરૂપ બંધ પણ અનાદિ કહી શકાય.

कृतकत्वेऽप्यतीतकालवदुपपत्तिरिति

અર્થ—બંધનું કારણ છતાં પણ અતીતકાળની પેઠે તે પ્રવાહને ઘટાવવા.

ભાવાર્થ—અમુક કાળ કર્યું તેનું કારણ આપણે જાણીએ છીએ પણ તે કારણ તો કેવળ નિમિત્ત કારણ છે પણ તેનું ઉપાદાન કારણ તો ગુપ્ત રહેલો અદૃષ્ટ ભાગ જ અતીતકાળમાં રહેલા કારણોનું કાર્ય છે આમ વિચારતાં કાળમાં પાછા જતાં અનાદિ સુધી જવું પડશે તેથી પ્રવાહની અપેક્ષાએ બંધ અનાદિ છે એમ જાણવું.

वर्तमानकालस्य कृतकत्वमिति ॥

અર્થ—વર્તમાનકાળ કર્યું કરેલાપણું છે

ભાવાર્થ—જેવી રીતે અતીત કાળને વર્તમાન કાળ સાથે સંબંધ છે તેવી રીતે બંધનું કરેલાપણું તે કરવાપણું એ કારણ કે નિશ્ચયનયના અભિપ્રાયને અનુસરીને ક્રિયાકાળ અને નિષ્ઠા (કાળ સમાપ્તિ)

સમયમાં ભેદ નથી. જો એમ ન કહેવામાં આવે તો વર્તમાન ક્ષણને અભાવપણાનો પ્રસંગ આવી જાય, પણ કહેવાને કરવા ચાલ્યું એમ ન કહી શકાય. કેટલાએક પદાર્થો તત્કાળ નષ્ટ હોય અને કેટલાએક નષ્ટ હોય તો વ્યવહારનયની અપેક્ષાએ તે બન્ને યાર છે એમ કહેવાય. અને નિશ્ચયનયની અપેક્ષાએ તો કરવા માંડેલાને પણ કર્યું એમ કહી શકાય અહીં પણ નિશ્ચયનયની અપેક્ષાએ કરવા માંડેલા બધાને કર્યો એમ કહ્યું છે નયનો વાદ અતિ દુર્ગમ છે તે સદ્ગુરુ પાસેથી સારી રીતે સમજવો જોઈએ

परिणामिन्यात्मनि हिंसादयो भिन्नाभिन्ने च देहादिति ॥

અર્થ:—દેહથી કથંચિત્ ભિન્ન અને કથંચિત્ અભિન્ન પરિણામી આત્માને વિષે હિંસાદિક બધી ઘટના થઈ શકે છે.

ભાવાર્થ—આત્મા પરિણામી છે આત્મ દ્રવ્ય તો એને એજ રહે છે પણ ઉપાધિવશાત્ પરિણામ પામતો જણાય છે આત્મા એકનો એક છતાં ઉપાધિ ભેદથી પરિણામી ગણવામાં આવે છે હેમનું એનું એક છતાં કુંડલ રૂપે ગણાય, કડી રૂપે ગણાય, આ રીતે તેના પર્યાયમાં ફેરફાર થવાથી તે પરિણામી કહેવાય છે શાસ્ત્રમાં કહ્યું છે કે—

परिणामो ह्यर्थान्तरगमनं न च सर्वथा व्यवस्थानम् ॥
न च सर्वथा विनाशः परिणामस्तद्विदामिष्टः ॥

એક સ્વરૂપ મૂકી બીજું સ્વરૂપ પામવું તેનું નામ પરિણામ કહેવાય પણ તેમાં સર્વથા એકજ પ્રકારની અવસ્થિતિ રહેતી નથી. તેમ સર્વથા નાશ પામવો તેનું નામ પરિણામ ન કહેવાય, એમ તે જિનમતને અનુસાર કહે છે આવા પરિણામવાળો આત્મા છે માટે તે પરિણામી કહેવાય છે. વળી તે દેહથી ભિન્ન છે અને અભિન્ન પણ છે આવો પરિણામી અને દેહથી ભિન્નાભિન્ન આત્મા માનીએ તોજ ઉપર જણાવેલા હિંસાદિક દોષ તેને લાગુ પડી શકે

अन्यथा ह्ययोग इति ॥

અર્થ—આવી રીતે માનીએ તો હિંસાદિક ઘટી શકે નહિ.

ભાવાર્થ—જો આત્માને પરિણામી ન માનીએ તેમજ દેહથી કથંચિત્ ભિન્ન અને કથંચિત્ અભિન્ન ન માનીએ તો હિંસાદિક હોય થઈ શકે નહિ, કેમ ન થઈ શકે એ સ્વાભાવિક પ્રશ્નનો ઉત્તર શાસ્ત્રકાર પોતેજ આપે છે—

नित्य एवाविकारतोऽसमवायादिति ॥

અર્થ—નિત્ય એવા અવિકારી આત્માને વિષે હિંસાદિક ઘટી શકે નહિ.

ભાવાર્થ—કોઈ દિવસ નાશ ન પામે અને કોઈ દિવસ ઉત્પન્ન ન થાય પણ નિરંતર એકજ સ્વભાવમાં રહે તે નિત્ય આત્માને એ પ્રકારે નિત્ય માનીએ એટલે આત્મા જન્મતો નથી, મરતો નથી એમ માનીએ, તો પછી એવા આત્મામાં હિંસાદિક સંભવતા નથી; એટલે પર્યાયાર્થિક નયને લક્ષમાં ન લેઇ આત્માને દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય સ્થાપીએ, એટલે તે ત્રણે કાળ તેવોને તેવોજ રહે અને તેના પરિણામમાં કાંઈ પણ ફેર પડતો નથી એમ સ્વીકારીએ તો હિંસા વગેરે તેને લાગુ પડી શકે નહિ. કારણ કે પર્યાયનો નાશ તેનું નામ હિંસા એમ શાસ્ત્રમાં કહેલું છે આપણે કોઈને મારવાને હાથ ઉગામ્યો તે વખતે તેનામાં શાંતિના પર્યાય હતા તે નાશ થયા અને ક્રોધના પર્યાય વ્યાપી ગયા; હવે જો આત્માને કેવળ નિત્ય એકજ સ્વભાવી માનીએ, અને તે પરિણામ પામે છે એમ ન સ્વીકારીએ તો આમ બનવું અશક્ય થાય પણ આમ બને છે તે તો આપણે જોઈએ છીએ માટે આત્માને પરિણામી માનવો, અને આત્માને પરિણામી માન્યો એટલે તેમાં હિંસા વગેરે ઘટી શકશે. કહ્યું છે કે—

तत्पर्यायविनाशो दुःखोत्पादस्तथा च संक्लेशः ॥
एष वधो जिनभणितो वर्जयितव्यः प्रयत्नेन ॥

આત્માના પર્યાયનો વિનાશ કરવો, આત્માને દુઃખ ઉત્પન્ન કરવું, અને ક્લેશ કરવો તે સઘળે જીવ આશ્રયીને હિંસા કહેલી છે. માટે તેનો મનથી ત્યાગ કરવો. ત્યારે આત્માને શું અનિત્ય માનવો? ના, કેવળ અનિત્ય માનવામાં પણ દોષ આવે છે તે કહે છે—

तथा अनित्ये चापराहिंसनेनेति ॥

**અર્થ.**—કેવળ અનિત્ય માનીએ તો બીજાથી હિંસા થઈ શકે નહિ એમ સિદ્ધ થાય છે.

**ભાવાર્થ.**—આત્માના પર્યાય નાશવંત છે, પરંતુ દ્રવ્ય રૂપે તે એકજ રહે છે આ મુખ્ય સિદ્ધાંત છે. હવે આત્માને નિત્યજ માનીએ તો શું દૂષણ આવે તે આપણે વિચારી ગયા. પણ કોઈ કહેશે કે ત્યારે કેવળ અનિત્ય છે તે ક્ષણે ક્ષણે નાશ પામે છે માટે તે ક્ષણ ભંગુર કહેવાય માટે તે પોતાની મેળેજ ક્ષણે ક્ષણે મરે છે તો પછી તેને મારનાર કોણ? અને મારી નાંખવાની વસ્તુ ક્યાં રહી? એક પારધિએ હરણને મારવાનો વિચાર કર્યો પણ બીજેજ ક્ષણે તે હરણ નાશ પામ્યું તો પછી મારવાનું શું રહ્યું અને તે પારધિ પણ અનિત્ય હોવાથી બીજેજ ક્ષણે નવોજ થયો તો પછી મારનાર ક્યાં રહ્યો? આ રીતે આત્માને અનિત્ય—ક્ષણભંગુર માનવાથી હિંસાદિક થઈ શકે નહિ માટે આત્માને અનિત્ય માની શકાય નહિ.

આત્માને ઉપર જણાવ્યા પ્રમાણે નિત્ય પણ ન માનવો, અને અનિત્ય પણ ન માનવો. ત્યારે કેવો માનવો? તેના જવાબમાં શાસ્ત્રકાર કહે છે કે નિત્યાનિત્ય માનવો. આત્મા વસ્તુરૂપે નિત્ય છે પણ તેના પર્યાયમાં ક્ષણે ક્ષણે ફેરફાર થયા કરે છે જુનાં પર્યાય મુકે છે અને નવા ગ્રહણ કરે છે માટે તે અપેક્ષાએ તે અનિત્ય છે માટે બે અપેક્ષાઓથી દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક અપેક્ષાઓથી—તે આત્મા નિત્યાનિત્ય કહી શકાય.

---

# દેહ અને આત્મા ભિન્ન છે કે અભિન્ન તેની સાબીતી.

---

तथा भिन्न एवदेहान्न स्पृष्टवेदनमिति ॥

**અર્થ**—વળી દેહથી કેવળ ભિન્ન આત્મા માનીએ તો સ્પર્શ કરેલા પદાર્થનો અનુભવ ન થાય.

**ભાવાર્થ**—આત્મા પોતાની નૈસર્ગિક સ્થિતિમાં દેહથી ભિન્ન છે અને શરીર તે આ સ્થૂલ ભૂમિકામાં તેને કાર્ય કરવાનું સાધન છે પણ જ્યાં સુધી આત્મા કર્મથી બંધાયેલો છે ત્યાં સુધી દેહથી ભિન્ન ન માનવો. કારણ કે તેમ માનીએ તો પાંચ ઇંદ્રિયો દ્વારા આત્માને જે અનુભવ થાય છે તે ન થવો જોઇએ. દાખલા તરીકે પુરૂષના શરીરને ફુલની માળા શયન આસન વગેરે પદાર્થોનો સ્પર્શ ઇષ્ટ લાગે છે અને કાંટા અગ્નિ ઝેર વગેરેનો સ્પર્શ અનિષ્ટ લાગે છે, જો આત્માને દેહથી તદન અલગ માનીએ તો આવો સ્પર્શેંદ્રિયનો અનુભવ તેને થાય નહિ તેજ રીતે દુધ વગેરે તેને સ્વાદિષ્ટ લાગે છે અને કરીયાતુ વગેરે અસ્વાદિષ્ટ લાગે છે આવો રસેંદ્રિયનો અનુભવ પણ થાય નહિ. માટે જ્યાં સુધી સ્થૂળ ઉપાધિનો ત્યાગ કરી ઉચ્ચ ભૂમિકામાં રહેતાં યોગમાર્ગ દ્વારા આત્મા જાણે નહિ ત્યાં સુધી દેહથી અભિન્ન માનવો ઘટે છે

तथा निरर्थकश्चानुग्रह इति ॥

**અર્થ**—ઉપકાર વગેરે નિષ્ફળ થાય.

**ભાવાર્થ**—જો આત્માને દેહની સાથે જરા પણ સબંધ નથી એમ કબુલ કરીએ તો દેહ ઉપર કરેલો ઉપકાર નિષ્ફળ જાય પુષ્પમાળા ચંદન, સુવાસિત વસ્ત્ર અંગવિલેપન વગેરે શરીરને સુખ આપવા યોજેલાં સાધનો આત્માને કોઈ રીતે સંતોષ આપે નહિ, તેમજ અગ્નિ વગેરેનો સ્પર્શ આત્માને દુઃખ આપે છે તે આપે નહિ, શરીરથી આત્માને તદન અલગ માનતાં શરીરને જેટલું સુખદુઃખ થાય તે આત્માને અસર કરનારૂં થવું ન જોઇએ; પણ આપણા

---

અનુભવમાં આવે છે કે શરીરને આપેલું સુખ દુઃખ આત્માને વેદિત કે અવેદિત ઉપજાવનારૂં નીવડે છે, માટે આત્માને શરીરથી તદ્દન ભિન્ન ન માનવો, પણ વ્યવહારનયથી શરીર સાથે સંબંધ ધરાવનાર આત્મા છે એમ માનવું. શરીરથી તદ્દન અલગ આત્માને માનવાથી વળી એક બીજું પણ દૂષણ આવે છે, કોઇ શરીરનો સંહાર કરે તો તે હિંસા કહેવાય નહિ, કારણ કે શરીર અને આત્મા તદ્દન અલગ છે, પણ શરીરના વધથી આત્માને દુઃખ થાય છે માટે તદ્દન અલગ ન માનવો એજ સાર છે

अभिम एवामरणं वैफल्यापोमादिति ॥

અર્થ—દેહ અને આત્મા તદ્દન અભિન્ન માનીએ તો મરણ પણ ન સંભવે, કારણ કે શરીરમાં ફેરફાર થતો નથી.

ભાવાર્થ—દેહ એજ આત્મા છે, અને આત્મા એજ દેહ છે એવો દેહ અને આત્માનો અભેદ માનીએ તો ચૈતન્ય સહિત શરીર તેજ આત્મા હો અને તેથી મરણ સંભવેજ શી રીતે! આત્મા સ્થૂળ શરીર છોડીને ચાલ્યો જાય છે ત્યારે મરણ થયું એમ કહેવાય છે પણ શરીર તેજ આત્મા એમ પક્ષ કબુલ કરીએ તો મરણ થયું શું! જનાર વસ્તુ તો કોઇ અલગ નથી, અને શરીર એને આ પક્ષવાળા આત્મા માને છે તે તો તેમનું તેમ પડી રહેલું જણાય છે, તો પછી જન્મ અને મરણમાં ભેદ શો રહ્યો!

હાલ પણ આ મતને માનનારા કેટલાક પાશ્ચાત્ય દેશોમાં વિદ્યમાન છે તેઓ શરીરને સર્વસ્વ માને છે અને શરીરનો નાશ થયે સર્વનો અંત આવ્યો એમ તેઓ સ્વીકારે છે, આર્યભૂમિમાં તેવા મતને માનનારા ચાર્વાક કહેવાય છે અને પાશ્ચાત્ય દેશોમાં તેમને જડવાદી ની ઉપમા મળેલી છે જડ સિવાય ચૈતન્ય જેવી વસ્તુજ નથી એમ તેઓનો મત છે, અને તેથી મરણ થયે સર્વસ્વનો અંત આવે છે, પંચભૂતના ભેગા થવાથી ચૈતન્ય શક્તિ ઉત્પન્ન થયેલી છે અને મરણ સમયે પંચભૂત પોતપોતાના તત્ત્વોમાં ભળી જાય છે એમ તેઓ કહે છે કે જે અવાસ્તવિક છે આ મત

આત્માની હયાતીને મારેલી છે, આ મતની અસત્યતા સિદ્ધ કરવા જાર્જ મ ચસૌરેવ થાય માટે અમે "આત્માની હયાતીની સાબીતી*" એ નામનું એનીબેસન્ટનું પુસ્તક વાંચવાને ભલામણ કરીએ છીએ. ટીકાકાર તેનું જે યુક્તિથી ખંડન કરે છે તે અમે નીચે જણાવીએ છીએ.

પૂર્વપક્ષ—શરીર તેજ આત્મા છે, આત્મા શરીરથી જુદો નથી.

ઉત્તરપક્ષ—મરણ સમયે શરીર તેવુંને તેવું દેખાય છે માટે જો શરીર તેજ આત્મા હોય તો અમુક માણસ મરણ પામ્યો એમ કહેવાય નહિ, તેથી આત્મા શરીરથી ભિન્ન છે અને શરીર તે તો તેનું સાધન છે. જેમ વસ્ત્ર નાશ પામવાથી તેનો પહેરનાર નાશ પામતો નથી તેજ રીતે જીર્ણ શરીર નાશ પામવાથી તેને ધારણ કરનાર આત્માનો નાશ થતો નથી. માટે આત્મા અને શરીરને ભિન્ન માનવો.

પૂર્વપક્ષ—મરણ સમયે જો કે શરીર તેવુંને તેવું લાગે છે પણ તેમાંથી વાયુ જતો રહેલો હોય છે, તેથી મરણ થયું એમ માનીએ છીએ.

ઉત્તરપક્ષ—મૃતક શરીરમાં વાયુ તો છેજ. જો વાયુ ન હોત તો શરીરનું પ્રફુલ્લિતપણું ન જણાત.

પૂર્વપક્ષ—ત્યારે તેજના અભાવે મરણ થયું એમ માનીશું.

ઉત્તરપક્ષ—જો તેજનો અભાવ હોય તો શરીર મરણ પછી તરતજ ઠંડુ પડે છે તેમ થાતજ નહિ. માટે તેજના અભાવથી મરણ થયું એમ માનવું એ ખાલી ફોફા રૂપ છે માટે દેહ અને આત્મા ભિન્ન છે.

પૂર્વપક્ષ—પૂર્વે કહ્યા તેવા વાયુ અને તેજનો અભાવ થવાથી મરણ થયું એમ અમે સ્વીકારીશું.

ઉત્તરપક્ષ—કદાચ આ પ્રમાણે સમુદ્રમાં ડુબતો માણસ જેમ તૃણનો આધાર ચોળે, તેમ તમે ચારે તરફથી ફસાતા જુદી જુદી યુક્તિઓનો આધાર લેશો તો તે પણ ટકી શકશે નહિ.

પૂર્વપક્ષ—કેમ ટકી શકશે નહિ?

ઉત્તરપક્ષ—તેનો જવાબ શાસ્ત્રકાર જ આપે છે.

---

* Proofs of the existence of the Soul, by Annie Besant. price 0—1—0.

मरणे परलोकाभावः ॥

અર્થ—મરણ કબુલ કરીએ તો પરલોકનો અભાવ સિદ્ધ થાય.

ભાવાર્થ—જે દેહના મરણથી આ માનું મરણ થયું એમ તમારા મત પ્રમાણે કબુલ કરીએ તો પરલોકમાં જનાર કોણ રહ્યું ! કારણ કે દેહ તો અહીંજ પડી રહે છે અને દેહ અને આત્મામાં ભેદ નથી તો પછી પરલોક અને પરભવમાં જનાર કોણ રહેશે !

પૂર્વપક્ષ—પણ અમે તો પરલોકને જ માનતા નથી ત્યાં વળી તમે પરલોકમાં જવાની શી વાત કરો છો !

ઉત્તરપક્ષ—સર્વ સિદ્ધ પુરૂષોએ પ્રમાણના બળથી પરલોકનો સ્વીકાર કર્યો છે વળી પરલોક છે તેના પુરાવા તરીકે એક દલીલ રજુ કરી શકાય. અભિલાષાઓ એક બીજાથી સંકળાયેલી છે જે જે અભિલાષ ઉત્પન્ન થાય છે તે પ્રથમ ઉત્પન્ન થયેલ અભિલાષપૂર્વક હોય છે. જેમકે યૌવનાવસ્થામાં ઉત્પન્ન થયેલા અભિલાષ બાલ્યાવસ્થામાં ઉત્પન્ન થયેલા અભિલાષ સાથે સંબંધ ધરાવે છે તેજ રીતે એકજ દિવસના જન્મેલા બાળકને આંખો ઉઘાડતાં માતાના સ્તનમાં રહેલા દુધની ઇચ્છા થાય છે તેનું કારણ તે સબંધમાં થયેલા પૂર્વ જન્મના સંસ્મરણ છે માટે બાળકને થયેલો અભિલાષ તે અન્ય અભિલાષપૂર્વકજ છે અને અન્ય અભિલાષ તો આ ભવમાં ઉત્પન્ન થયો નથી, માટે તે અન્ય અભિલાષ પૂર્વભવમાં થયેલો હોવો જોઇએ માટે પરલોક છે એમ સિદ્ધ થાય છે આ સંબંધમાં ઘણા પુરાવા આપી શકાય પરંતુ એકજ પુરાવો આપી આ વિષયને બંધ કરીએ છીએ પ્રોફેસર મેક્સમુલર લખે છે કે—

" જે મનુષ્યોના સંબંધમાં આપણે પહેલ વહેલી જ વાર આવીએ છતાં તેના પ્રતી હૃદયમાં જે પ્રેમની લાગણી ઉત્પન્ન થાય છે તે પુરૂષોનો ને આપણો પ્રથમ પૂર્વભવમાં પ્રેમમય સંબંધ થયેલો હોવો જોઇએ. તેમજ જે મનુષ્યોના સંબંધમાં પ્રથમ જ આવતાં તેના ઉપર દ્વેષ અથવા તિરસ્કાર ઉત્પન્ન થાય છે તે મનુષ્યોની

तथा आत्मकृतस्य देहेनेति ॥

**અર્થ** —વળી આત્માએ કરેલા કર્મનો ઉપભોગ દેહથી થઈ શકે નહિ.

**ભાવાર્થ** —આત્મા અને દેહ તદ્દન અલગ માનીએ તો આત્માએ કરેલા કર્મનું ફળ શરીર ભોગવી શકે નહિ, તેમજ ઉપર જણાવી ગયા તેમ શરીરે કરેલા શુભઅશુભ કર્મનું ફળ આત્મા ભોગવે નહિ. કોઈ એમ કહેવા નીકળે કે એમ થાય તો તેમાં શું વાંધો છે? તો તેના પ્રત્યુત્તરમાં શાસ્ત્રકાર જવાબ આપે છે કે—

दृष्टेष्टबाधेति ॥

**અર્થઃ**—જોયેલી અને ઇષ્ટ વસ્તુને બાધ આવે.

**ભાવાર્થ** —દેહે કરેલો સુખ દુઃખનો અનુભવ આત્માને થાય છે અને આત્માએ કરેલા સુખદુઃખનો અનુભવ દેહ ભોગવે છે એ જગતમાં જરા સૂક્ષ્મ નજરથી તપાસતાં જણાઈ આવે છે. દેહે કરેલી ચોરી, ખોટી સહી, વગેરે અનાચાર કાર્યોથી બંદીખાના વગેરેમાં સખ્ત કેદ અને ફાંસીનો અનુભવ કરતો આત્મા જોવામાં આવે છે અને કોઈ પણ કારણથી ઉત્પન્ન થયેલા માનસ ક્લેશ અથવા ચિંતાથી શરીરમાં જ્વર સંગ્રહણી વગેરે રોગો ઉત્પન્ન થતા જોવામાં આવે છે એ આત્માને દેહથી તદ્દન અલગ માનીએ તો આ જોયેલી વસ્તુઓને બાધા આવે છે, તેમજ ઇષ્ટ વસ્તુ એટલે મુક્તિ અને તે મેળવવાને કરવામાં આવતાં ક્રિયા અનુષ્ઠાન તેને પણ આવી બાધા આવે છે; કારણ કે જો આત્મા શરીરથી ભિન્ન માનીએ તો તે નિર્દોષ અને મુક્ત જ ઠરી. તે પછી તેને મુક્ત કરવાને કરવામાં આવતાં વ્રત નિયમો નિષ્ફળ જણાઈ આવે; જેનો બંધ હોય તે મુક્ત થાય પણ મુક્તને છુટવાનું શું? માટે આ રીતે ઇષ્ટ-મોક્ષને પણ બાધ આવે. માટે આત્માને દ્રવ્યાર્થિકનયથી નિત્ય પર્યાયાર્થિકનયથી અનિત્ય, વ્યવહારનયથી શરીરથી અભિન્ન, અને નિશ્ચયનયથી શરીરથી ભિન્ન માનવા એ શાસ્ત્રકારનો કહેવાનો આશય છે

अतोऽन्यथैवास्सिद्धिरिति तत्त्ववाद इति ॥

અર્થ—આ એકાંતવાદથી અન્યથા પ્રકારે બંધ મોક્ષની સિદ્ધિ થઇ શકે તેને તત્ત્વવાદ કહે છે.

ભાવાર્થ—આત્મા નિત્ય છે અનિત્ય છે દેહથી ભિન્ન છે દેહથી અભિન્ન છે એ રીતનો એકાંતવાદ છે તેનાથી વિરૂદ્ધ આત્માને નિત્યાનિત્ય અને ભિન્નાભિન્ન માનવાથી હિંસાદિ પાપકર્મ ઘટી શકે છે; તેથી આત્માનો બંધ પણ સ્વીકારાય છે અને તે બંધથી મુક્ત થવાનું અનુષ્ઠાન પણ યથાર્થ ઠરે છે; માટે એજ ખરો તત્ત્વવાદ છે તેને બરાબર સમજવો. આ પ્રમાણે તત્ત્વવાદ સમજવાથી શું પરિણામ આવે છે.

परिणामपरीक्षेति ॥

અર્થ—પરિણામની પરીક્ષા થાય છે.

ભાવાર્થ—જ્યારે આ તત્ત્વવાદ બરાબર સમજાય છે ત્યારે એકાંતવાદ તરફ અરુચિ ઉત્પન્ન થાય છે અને અનેકાંતવાદ તરફ શ્રદ્ધા થાય છે અને તેના વખાણ કરવાના પરિણામ થાય છે આ રીતે પરિણામની પરીક્ષા કર્યા પછી શું કરવું?

शुद्धे बन्धभेदकथनमिति ॥

અર્થ.—પરિણામની શુદ્ધિ જોઇ બન્ધ ભેદનું કથન કરવું.

ભાવાર્થ—ઉપર પ્રમાણે તત્ત્વવાદ તરફની રૂચિ જોઇને બંધના ભેદનો ઉપદેશ કરવો. કર્મની મૂળપ્રકૃતિ આઠ છે અને તેની ઉત્તર પ્રકૃતિ ૧૫૮ છે તેનો બરાબર બોધ કરવો. મનથી કેવાં કર્મ બંધાય છે? વચનથી કેવાં કર્મ બંધાય છે? અને કાયાથી કેવાં કર્મ બંધાય છે? તે કર્મ કેવી રીતે છુટી શકે? નવાં કર્મ ન બંધાય નહિ તેને માટે શું લક્ષ રાખવું? ઉદયમાં આવેલાં કર્મ ભોગવતાં પરિણામ કેવા રાખવા? ચાર પ્રકારના કર્મના ભાગ બંધ, ઉદય સત્તા અને ઉદીરણા વગેરેનું સ્વરૂપ સમજાવવું કે જેથી શુભ વિચારો અને શુભકાર્યો નિષ્કામ બુધ્ધિથી કરતાં તે શિખે

तथा वरबोधिलाभप्ररूपणेति ॥

અર્થ—શ્રેષ્ઠ બોધિ બીજના લાભની પ્રરૂપણા કરવી.

ભાવાર્થ —સત્ય વસ્તુને સત્ય રૂપે, અને અસત્ય વસ્તુને અસત્યરૂપે ઓળખવાથી, અને તેની યથાર્થ શ્રદ્ધા થવાથી સમકિત પ્રાપ્ત થયું કહેવાય છે. તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જન કરવાના કારણભૂત વરબોધિબીજ તે સામાન્ય સમકિત કરતાં ઉત્તમ છે એમ જણાવવું, અથવા તો દ્રવ્ય સમકિત કરતાં ભાવ સમકિત વધારે ઉત્તમ અને શ્રેષ્ઠ છે એ બતાવવું હેતુ, સ્વરૂપ અને ફળનો મુમુક્ષુએ આદર ઉપદેશ કરવો. એ સમકિત કે બોધિ બીજ શી રીતે પ્રાપ્ત થઈ શકે તે જણાવે છે.

तथा भव्यत्वादितोऽसाविति ॥

અર્થ —ભવ્યત્વાદિ સામગ્રીથી સમકિતની પ્રાપ્તિ થાય છે.

ભાવાર્થ —ભવ્યત્વાદિ એ શબ્દથી સ્વભાવ, કાળ, નિયતિ, કર્મ અને પુરૂષ આદિથી પાંચનો સમાવેશ થયેલો છે. ભવ્ય એટલે મોક્ષમાં જવાને યોગ્ય; મોક્ષ મેળવવું તે આત્માનો સ્વભાવજ છે. કારણ કે આત્મા સ્વભાવથી જ્ઞાનદર્શન અને ચારિત્ર્યવાળો છે, પણ કર્મનાં આવરણથી તેનો સ્વભાવ દબાઈ ગયો છે. આ મા મોક્ષ મેળવવાને લાયક છે પણ તેને માટે યોગ્ય કાળની પણ કેટલેક અંશે જરૂર છે. કાળના બે ભેદ છે એક ઉત્સર્પિણી બીજો અવસર્પિણી. ઉત્સર્પિણી કાળ મોક્ષ મેળવવાને વધારે અનુકૂળ છે. જેમ વસન્તઋતુમાં વનસ્પતિ વિશેષ ફળ પ્રફુલ્લિત થાય છે તેમ ઉત્સર્પિણી કાળમાં મોક્ષ મેળવવાને વધારે અનુકૂળ સંજોગો મળી આવે છે. કારણ કે એવા ઉત્તમ અધ્યવસાય તે કાળમાં વધારે સહેલાઈથી થઈ શકે છે. કાળ અનુકૂળ હોય તોપણ નિયતિની જરૂર છે. એટલે નિયમથી જેમ બનવાનું હોય તેમ બને છે. નહિ તો મોઢા આગળ આવેલો લાડુ મોઢા મુકતાં દરમ્યાન વિઘ્ન આવે છે, તેમ વિઘ્ન આવે; નિયતિનો અર્થ ભવ્ય કાળ, અથવા ભવિતવ્યતા એવો થાય છે. આ સર્વ અનુકૂળ છતાં પુરુષાર્થના ઉદય વિના મોક્ષ જવાય નહિ. માટે ક્લેશ રહિત અને શુભ આશયવાળું પુણ્યાનુબંધિ પુણ્ય મોક્ષ પ્રાપ્તિનું પરમ કારણ છે. આ ઉપરાંત અનેક પુરુષાર્થે સારા

આગ્રહવાળો, સારી બુદ્ધિવાળો, ઉપદેશ કરેલી બાબતો સમજનાર સર્વ જનના હિતમાં તત્પર, પ્રેમાળ અને નિસ્વાર્થી પુરૂષ હોવો જોઇએ કારણકે તેજ પુરૂષ ઉપર જણાવેલી સામગ્રીથી મોક્ષ મેળવી શકે છે આ પ્રમાણે હેતુ બતાવવા અને જીવાદિ સાત અથવા નવ તત્વોનું શ્રધ્ધાન કરવું તે તે સમકિતનું સ્વરૂપ સમજવું.

હવે સમકિતનું ફળ કહે છે

ग्रन्थिभेदे नात्यन्तसंक्लेश इति ॥

અર્થ —ગ્રંથિભેદ થતાં અતિશય સંકલેશ થતો નથી.

ભાવાર્થ —ગ્રંથિ એટલે દૃઢ રાગ દ્વેષના પરિણામ જાણવા. જ્યારે વસ્તુને વસ્તુરૂપે જાણી અને આત્માને આ ભવતત્વ તરીકે સકળ અજીવાદિ પદાર્થથી વિરક્ત માનવામાં આવ્યો. એટલે દુનિયાના સકળ પદાર્થો તેમજ સચેતન પદાર્થની ઉપાધિ પ્રત્યેનો રાગ નાશ પામવા માંડે છે, તેમજ સકળ મનુષ્યો પોતાના કર્મ પ્રમાણે ફળ અનુભવે છે અને બીજા તો નિમિત્ત માત્ર છે માટે નિમિત્ત ઉપર દ્વેષ કરવો તે તો કુતરાનું આચરણ છે કારણ કે કુતરા લાકડી મારનારને કરડવા કરતાં પ્રથમ લાકડીને કરડવા જાય છે; તેજ રીતે પોતે પોતાના કર્મનો કર્તા તથા ભોક્તા છે અને જે સુખ દુઃખ આવે છે તે પોતેજ પૂર્વભવમાં કરેલા શુભ અશુભકર્મનું પરિણામ છે માટે પોતેજ તે સુખ દુઃખને વાસ્તે જોખમદાર છે એમ માનવાને બદલે લાકડીરૂપ નિમિત્ત કારણ જે અન્ય કોઈ પુરૂષ જેની દ્વારા સુખ દુઃખ મળે છે તેના ઉપર દ્વેષ કરવો એ મિથ્યા છે આ પ્રમાણે વસ્તુનું સ્વરૂપ સમજવાથી દ્વેષ ઓછો થતો જાય છે જેમ વિંધેલું મોતી તેના છિદ્રમાં મળ ભરાયો હોય તોપણ પૂર્વાવસ્થાને પામી શકતું નથી, તેમ તત્વોની મુખ્ય યથારૂપ ઓળખથી રાગદ્વેષના પરિણામને ઉપર પ્રમાણે ભેદી નાંખવામાં આવે તો તે પરિણામ અતિ નિબિડ થતા નથી. જેમ મણિ છિદ્ર રહિત ફરીથી થતુ નથી તેમ પરિણામ પણ ફરીથી દૃઢ થતા નથી. એક વાર જેને આત્મતત્વની ઝાંખી થઈ હોય છે તેનો આધાર વિચારજ કરી જાય છે બહેને તે સંસાર વ્યવહારમાં

બોધક છતાં રાગદ્વેષની વિશેષ પ્રબળતા જેવી માલૂમ નહિ પડે, કારણકે તેને આત્મા સિવાયની અન્ય વસ્તુઓ તરફ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે

न भूयस्तद्ग्रन्थनमिति ॥

અર્થ—ફરીથી તે ગ્રન્થિનું બંધન થતું નથી.

ભાવાર્થ—એકવાર ગ્રન્થિભેદ થયા પછી એટલે રાગદ્વેષના પરિણામની નિબિડ ગાંઠ તૂટયા પછી ફરી ફરીથી તે બંધાવી નથી એટલે જે સમયે ગ્રન્થિભેદ થાય છે તે વખતે આયુકર્મ સિવાય બીજા કર્મની જેટલી સ્થિતિ રહે છે તેટલોજ બંધ સમ્યગ્દર્શન પામેલો જીવ છે તેથી વધારે બંધ થતો નથી એવો સિદ્ધાન્તનો મત છે જ્યારે આ માને આત્મા તરીકે ઓળખ્યો અને આત્મા સિવાયના અન્ય પદાર્થોને ભિન્ન ગણી અને જડ તરીકે માન્યા ત્યારે ગ્રન્થિભેદ થાય છે

तथा असत्यपाये न दुर्गतिरिति ॥

અર્થ—વિનાશ ન થયે દુર્ગતિ ન થાય.

ભાવાર્થ—જ્યાં સુધી સમ્યગ્દર્શન છે ત્યાં સુધી દુર્ગતિ ન થાય એટલે જ્યાં સુધી સત્ય તત્ત્વો ઉપર શ્રદ્ધા છે અને કોઈ પણ કારણથી તે શ્રદ્ધામાં ખલવાનો પ્રસંગ નથી આવ્યો ત્યાં સુધી તે જીવની ગતિ ઉત્તમ પ્રકારની છે, તેનો માણસ સારો દેવ અથવા સારો મનુષ્ય થાય અને ધીમે ધીમે સકળ કર્મનો ક્ષય કરી આ ત્માની ગુપ્ત રહેલી શક્તિઓ પ્રગટ કરી મોક્ષ મેળવી શકે છે

तथा विशुद्धेश्चारित्रमिति ॥

અર્થ—સમકિતની વિશુદ્ધિથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે.

ભાવાર્થ—સમકિતની વિશુદ્ધિ એટલે તત્ત્વોને યથાર્થ રીતે જાણવાં જ્યારે તત્ત્વોને યથાર્થ રીતે જાણવામાં આવે છે ત્યારે તદનુસાર પાપાચરણનો ત્યાગ કરવાનો અને શુભ આચરણ સેવવાનો વિચાર થાય છે તે વિચારને આચારમાં મૂક્યો તેનું નામ ચારિત્ર. જ્યારે જ્ઞાન પ્રમાણે આચરણ થાય ત્યારેજ જ્ઞાનની હૃદયમાં અસર

## બાર ભાવનાનું સ્વરૂપ.

### (૧) અનિત્ય ભાવના.

આ જગતમાં સઘળી અનિશ્ચિત વસ્તુમાં એક વાત નિશ્ચિત છે. અને તે એ છે કે "વસ્તુમાત્રના પર્યાય ક્ષણે ક્ષણે ફરે છે" જગતની કોઇ પણ વસ્તુ નિત્ય નથી. કોઇ થોડો કાળ ચાલે કોઇ ટુંક સમય રહે પણ અંતે સર્વ વસ્તુઓ વિનાશી છે, માટે અનિત્ય છે. પદાર્થ માત્ર અનિત્ય છે એટલુંજ નહિ પણ સર્વ પ્રાણીઓની ઉપાધિરૂપ શરીર એને ભુલથી માણસ હું પોતે છું એમ માનવાને તે કારણ છે શરીર પણ નાશવંત છે આત્મા સિવાયની સર્વ વસ્તુઓ અનિત્ય છે દેવોના આયુષ્ય ઘણા સમયના હોય, અને તેથી તેમને ભોગનું સુખ ઘણું ભોગવવામાં આવે પણ અનંતકાળની અપેક્ષાએ તે પણ અનિત્ય છે ટુંકમાં સર્વ પુદ્ગલો વિનાશી છે તેના પર્યાયોમાં ક્ષણે ક્ષણે ફેરફાર થયાજ કરે છે. પ્રાતઃકાળમાં જે માણસ આપણી નજરે પડ્યો હતો તે મરણ પામ્યો છે એવી સાંજ ટાણે આપણને ખબર પડે છે અથવા જે પુષ્પ સૂર્યના કિરણથી વિકસ્વર થયેલું સવારમાં દેખાતું તે સાંજરે કરમાયેલું નજરે પડે છે શરીરને પણ બાળપણ, યુવાવસ્થા વૃદ્ધપણું વગેરે અનુભવાય છે લક્ષ્મીને ચપળ કહેવામાં આવે છે એટલે તે એક જગ્યાએ ઠરી બેસતી નથી પણ સમયે સમયે સ્થાન બદલે છે આવી રીતે તન મન, યૌવન ધન, વિષયસુખ પ્રિયજનસમાગમ અને સંસારના સર્વે પદાર્થો અસ્થિર અને અનિત્ય છે માત્ર આત્મા અમર છે નિત્ય છે શાશ્વત છે તેનો કોઇ દિવસ અંત આવવાનો નથી. પણ તે સિવાયના અન્ય પદાર્થો વાયુના આવેગથી ફરકતી ધ્વજના પટ જેવા અસ્થિર છે કુંજરના કાન જેવા ચપળ છે શરદઋતુની વાદળીની છાયા જેવા ક્ષણભંગુર છે અને વિદ્યુતના ચમકારા જેવા ક્ષણવિનશ્વર છે પણ અજ્ઞાનતાથી પ્રાણીઓ તે વસ્તુને નિત્ય સમજી તેનાપર રાગ ધરે છે મમત્વ કરે છે અને આ મારું છે એવો ખોટો ભ્રમ સ્વીકારે છે. પરંતુ તત્ત્વ

દ્દષ્ટિએ આ સર્વ પદાર્થો અનિત્ય છે, અને પરમાત્મપદને મેળવી આપનારા આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર અથવા સદ્ ચિદ્ અને આનંદ એ ગુણોજ નિત્ય છે કારણ કે તે સ્વાભાવિક ગુણો છે. આ રીતે નિત્ય અને અનિત્ય વસ્તુ વચ્ચે વિવેક કરતાં શિખવું, અને જેમ બને તેમ અનિત્ય વસ્તુના સંબંધમાં ઉદાસીનભાવ ધારણ કરવો. વિવેકથીજ ખરો વૈરાગ્ય ઉદ્ભૂત થાય છે જે વસ્તુઓ અનિત્ય છે તે પરમાર્થ દ્દષ્ટિથી મારી નથી એવી ભાવના તે વસ્તુ ઉપર વૈરાગ્ય ઉત્પન્ન કરાવે છે અને तत्त्वस्य फलं विरतिः ज्ञानનું ફળ એ વિરતિ એ સૂત્ર ખરું પડે છે અનિત્ય ભાવનાના સંબંધમાં કહ્યું છે કે –

सामित्तणधणजुव्वणपरइस्सपवणउठसमोगा ॥
आसोक्ता घमपपणाइयपायवपसपमत्तुव्वा ॥

પ્રભુત્વ ધન યૌવન રતિ, રૂપ બળ આયુષ્ય ઈષ્ટસંયોગ, એ સર્વ વસ્તુઓ સખત પવનનો સપાટો વાગેલાં વૃક્ષના પાકાં પાંદડાં જેવી ખરૂજ ચપળ છે જેમ તે પાકેલાં પાંદડાંને પવનનો સખત સપાટો લાગે તો પડતાં વાર લાગતી નથી તેમ આ સર્વ અનિત્ય હોવાથી નાશ થતાં વાર લાગતી નથી આવી રીતે સંસારમાં સર્વ પદાર્થોની અનિત્યતા અનુભવવી અને બને તેટલો રાગ તે ઉપરથી ઉતારવો.

(૨) બીજી અશરણ ભાવના

જગતમાં જીવ અનેક પ્રકારના મનુષ્યો પર આધાર રાખે છે અને તેમને પોતાના શરણરૂપ માને છે પણ ખરી રીતે આત્મા સિવાય આત્માનું કોઈ આધારભૂત નથી. આત્મા જ આત્માનો શત્રુ છે અને આત્મા જ આત્માનો મિત્ર છે વ્યવહારનયથી માતા પિતા, સ્વજન બાંધવ સ્ત્રી, પુત્ર ગુરૂ વગેરે આધાર રૂપ મનાયા છતાં પણ નિશ્ચયનયથી અથવા ખરી રીતે કોઈ પણ માણસને શરણ આપે તેમ નથી. મરણ સમયે પોતાનું ચારિત્ર પોતે કરેલાં શુભ અશુભ કર્મો તેની સાથે આવે છે કોઈ પણ મનુષ્ય તેને મરણના ફૂર પંજામાંથી બચાવવા સમર્થ થતું નથી. જે વસ્તુઓ અનિત્ય છે તે આત્માની સાથે આવી શકે નહિ કારણ કે આત્મા નિત્ય છે તેના નિત્ય

ગુણો જ તેની સાથે આવે. માટે આત્માના ગુણો જે હાલ અપ્રગટ સ્થિતિમાં છે તે જેથી પ્રગટ થાય તેવાં સાધનોનો આશ્રય લેવો. બાકી બીજું કોઈ શરણું નથી આવી રીતે અશરણ ભાવના ભાવવી. આત્મા જ કર્મને વિખેરી નાખવા સમર્થ છે; આત્મા જ પરમાત્મ અવસ્થા પ્રાપ્ત કરવા શક્તિ ધરાવે છે ગુરુ તો માત્ર બતાવી શકે; તે વાસ્તે ખરેખર તેમનો ઉપકાર માનવો અને તેમના ઉપર અત્યંત ભક્તિ રાખવી ઘટે છે. પણ તે માર્ગ ઉપર આપણે જાતે ચાલવાનું છે એવો વિચાર કરી સ્વાશ્રયી થતાં શિખવું. જે પદ મહાન પુરુષો પ્રાપ્ત કરી શક્યા તે પદ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આપણા આત્મામાં રહેલું છે એવો વિચાર કરવો અને કમર કસી હાથ જોડી રહેવાને માથે કાલ સુધી આળસમાં—પ્રમાદમાં અમૂલ્ય સમય ગુમાવવો નહિ

(૩) સંસાર ભાવના

સંસારની ઘટમાળ નિરંતર ફર્યા કરે છે. કર્મરાજાના અને કાર્ય કારણના અચળ નિયમ પ્રમાણે સર્વ જીવ પોતપોતાનાં કર્મનાં ફળ રૂપે કોઈ સુખી તો કોઈ દુઃખી કોઈ રંક તો કોઈ રાજા કોઈ વિદ્વાન તો કોઈ અભણ કોઈ ગુણાનુરાગી તો કોઈ ગુણદ્વેષી એવી રીતે અનેક પ્રકારના સ્વરૂપ આપણી દૃષ્ટિએ પડે છે. જુદા જુદા આત્માઓ સાથે જીવ જુદા જુદા સંબંધમાં આવે છે. અનંતકાળથી આ જીવ અજ્ઞાન અવસ્થામાં અને જીવન ઉદ્દેશના જ્ઞાનવિના સંસારમાં પરિભ્રમણ કરે છે, અને તે ભિન્ન ભિન્ન ભવમાં માતા, પિતા, પુત્ર, પુત્રી સ્ત્રી, નોકર, સ્વજન, શત્રુ, મિત્ર વગેરે અનેક પ્રકારના સંબંધમાં અનેકવાર અનેક જીવોની સાથે આવેલ છે, છતાં કોઈ કોઈનું થયું નથી કારણ કે આ સર્વ સંબંધ શરીર આશ્રયી છે અને આત્મા તો દેહાતીત છે માટે આસક્તિ વિના પણ પ્રેમ સહિત આપણા સંબંધમાં આવતા જીવોનું કલ્યાણ કરવું. માણસને સંસારમાં બાંધનાર રાગ મમત્વ ભાવના છે આ પુત્ર મારો છે આ સ્ત્રી મારી છે, એવા વિચારથી તેમના ઉપર જે આસક્તિ થાય તે રાગ અને તે રાગ માણસને તે પ્રિય જનના વિયોગથી અથવા મરણથી દુઃખ ઉત્પન્ન કરે છે પણ પુત્ર અથવા સ્ત્રી તે આત્મા છે અને આત્માનું

કલ્યાણ કરવું તે મારો ધર્મ છે અને બીજા માણસો કરતાં મારા સંબંધમાં આવેલા માણસોનું કલ્યાણ હું વધારે કરી શકું એવા વિચારથી તેમના ઉપર પ્રેમ રાખવો તે ઉત્તમ છે અને તે પ્રેમ દરેક મદાન આ માનો સ્વાભાવિક ધર્મ છે પોતે નિસ્પૃહ ભાવથી ટ્રસ્ટી તરીકે વર્તવું. સંસાર દુઃખમય છે અને જન્મમરણના ચક્રમાં ફરતાં ખરી રીતે સુખ જરા માત્ર નથી. જેમ ભમરો વાડીમાં એક ફુલનો ત્યાગ કરી બીજા ફુલે બેસે છે ત્યાંથી ત્રીજા ફુલ ઉપર બેસે છે, એમ જીવ અનેક ગતિમાં ભમ્યા કરે છે પણ સુખ મેળવી શકતો નથી; કારણ કે ખરું સુખ તો આત્મામાં રહેલું છે પણ જેમ કસ્તુરીઓ મૃગ પોતાની નાભિમાંથી નીકળતા કસ્તુરીના વાસથી લોભાઇ કસ્તુરી મેળવવાને સઘળા જંગલમાં ભમે છે તેમ સુખ આત્મસ્વભાવમાં રહેલું છે છતાં તે આત્મના જ્ઞાનના અભાવે અજ્ઞાની જીવ બાહ્ય વસ્તુમાં સુખ માને છે. સંસારમાં બિલકુલ સુખ નથી એમ આ કથનનો આશય નથી પણ તે સુખ ઇંદ્રજાળ જેવું છે અને તે મળ્યા પછી પણ ખરી તૃપ્તિ નથી માટે ચિરસ્થાયી ટકે એવું સુખ પ્રાપ્ત કરવા ઇચ્છનાર મનુષ્યના પ્રયાસને અનુચિત છે આવી રીતે સંસારનું સ્વરૂપ વિચારવું અને તે દુઃખ ગર્ભિત દેખી વૈરાગ્યવાન થવું અને આત્મસ્વભાવમાં રહેલું અનંત અમરસુખ મેળવવા પ્રયત્ન કરવો એજ આ કથનનો આશય છે

## (૪) એકત્વભાવના,

આ સંસારને વિષે જીવ એકલોજ ઉત્પન્ન થાય છે અને એકલોજ મરે છે એકલોજ કર્મનો કર્તા છે અને એકલોજ તે કર્મનો ભોક્તા છે પરમાર્થ દ્રષ્ટિથી વિચારીએ તો સ્વધર્મ સિવાય અન્ય કોઇ પણ સ્વજન તેને મદદગારી થઇ શકે નહિ માટે કોઇ પણ કાર્યનો આરંભ કરતા પહેલાં તે કાર્યનું શું પરિણામ આવશે એમ વિચારી તે કાર્યમાં જીવ પ્રવર્તન કરવું કારણ કે તે કાર્યનું ફળ પણ પોતાને એકલાને ભોગવવું પડશે દરેક કાર્ય વિચાર અને વર્તનને વાસ્તે પોતેજ જવાબદાર છે, માટે દરેક જીવ પવિત્ર અને ઉદાર વિચાર વિચા

રવા પવિત્ર અને સુંદર વચનો બોલવાં અને પવિત્ર અને સુંદર કાર્યો કરવાં; કારણ કે તે સર્વનું સુંદર ફળ પણ પોતાનેજ મળે છે આત્મા પોતે એક છે અને તે સિવાયની સર્વ વસ્તુઓ ભિન્ન છે અને તેને ને આત્માને ખરી કંઈ વળગ નથી.

અધ્યાત્મ સારમાં કહ્યું છે કે.—

एकः परभवं याति जायते चैक एव हि ॥
ममतोद्रेकतः सर्वं सम्बन्धं कल्पयत्ययं ॥ १ ॥
व्याप्नोति महतीं भूमिं वटबीजाद्यथा वटः ॥
तथैकममताबीजात्प्रपञ्चस्यापि कल्पना ॥ २ ॥
माता पिता मे भ्राता मे भगिनी वल्लभा च मे ॥
पुत्राः सुता मे मित्राणि ज्ञातयः संस्तुताश्च मे ॥ ३ ॥
इत्येवं ममताव्याधिं वर्धमानं प्रतिक्षणम् ॥
जनः शक्नोति नोच्छेत्तुं विना ज्ञानमहौषधम् ॥ ४ ॥

જીવ એકલો પરભવમાં જાય છે અને જીવ એકલો ઉત્પન્ન થાય છે. પણ મમતાના પ્રબળપણાથી સર્વ સંબંધની જીવ કલ્પના કરે છે વડનાં બીજને વાવે વડનું ઝાડ બહુજ વિસ્તારવાળી જમી-નમાં પથરાય છે તેમ એક મમતા રૂપ બીજ વડે આ સંસારના સંબંધની કલ્પના ઉપજાવે છે મારી માતા, મારો પિતા મારો ભાઈ મારી બ્હેન, મ્હારી પત્ની મારા પુત્રો મારી પુત્રીઓ, મારા જ્ઞાતિ-જનો મારા પરિચયવાળા; આ રીતે ક્ષણે ક્ષણે વધતી જતી મમ-તારૂપ વ્યાધિનો ઉચ્છેદ કરવા સમ્યગ્ જ્ઞાનરૂપ મહૌષધ સિવાય માણસ સમર્થ થતો નથી. સમ્યગ્જ્ઞાન અથવા સત્ અને અસત્ કે નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક જ આ મમતાનો નાશ કરે છે હું અને મારૂં એજ માણસની જ્ઞાનચક્ષુને અંધ કરનાર મોહ રાજાનો મંત્ર છે અને જે કંઈ દેખાય છે તે હું અને મારૂં નથી એ મંત્ર મોહરાજાને જીતનાર છે

નિજરૂપા નિજ વસ્તુ છે પર રૂપા પરવસ્ત,
જેણે જાણ્યો પેચ એ તેણે જાણ્યું સમસ્ત।

મારો આત્મા તેજ હું અને તે સિવાયની સર્વ વસ્તુઓ પર છે એવું જેણે સર્વ પ્રકારે જાણ્યું અને અનુભવ્યું તેણે આ જગતમાં સર્વ બાબત જાણી; કારણ કે જે વસ્તુ ખરી રીતે પોતાની નથી તેને પોતાની માનવી એ અજ્ઞાનતા છે અને તે અજ્ઞાનતાથી એટલે શરીર ધન દ્રવ્ય અને સ્વજનોની ઉપાધિને પોતાની માનવાથી માણસ આ સંસારમાં રખડે છે માટે આત્મજ્ઞાન મેળવવું.

(૫) અન્યત્વ ભાવના

આત્મા સિવાયની તમામ વસ્તુઓ સાથે આત્માને નિશ્ચયનયની અપેક્ષાએ કાંઈ પણ સંબંધ નથી. ઘણા કાળ સુધી અન્નપાનાદિકથી લાલનપાલન કરેલો દેહ તેજ પોતાનો નથી તો પછી દૂર થી બહાર રહેલાં ધન ભુવન ઘર, મહેલ વગેરે પોતાનાં શી રીતે થઈ શકે? તે સર્વ આત્માના નથી પણ આત્મા સ્વરૂપના અજ્ઞાનથી તેને પોતાના ગણે છે. આ મારૂં ઘર આ મારૂં ધન આ મારાં સ્વજન એમ તે માને છે; પણ તે સર્વ આત્મદ્રવ્યથી ન્યારાં છે કારણ કે સર્વ પદાર્થો અને ચેતનવાળા પ્રાણીઓની ઉપાધિઓ શરીરો પુદ્ગલનાં જુદાં જુદાં રૂપાંતરો છે પુદ્ગલ તે અજીવ છે માટે ખરી રીતે જીવ પુદ્ગલથી જુદો છે; એવી ભાવનાને 'અન્યત્વ ભાવના' કહે છે

( ૬ ) અશુચિ ભાવના

આ શરીર આત્માને કામ કરવાનું સાધન છે પણ આપણે શરીરનેજ સર્વસ્વ માનીએ છીએ ઘણા જ વાદીઓ તો શરીર એજ આત્મા એમ કહે છે પણ તેમાં તેમની મોટી ભૂલ છે શરીર એ તો આત્માનું ઘર છે અને તે ઘર ઉપર બહુ રાગ રાખવો નહિ કારણ કે આ ઔદારિક દેહ તે બહુજ અશુચિમય (અપવિત્ર) છે કેમકે તે રસ, રૂધિર માંસ, મેદ હાડકાં વીર્ય મજ્જા શ્લેષ્મ મળ મૂત્રાદિકથી ભરેલો ચામડીથી મઢેલો, નસોની જાળીઓથી વીંટાયેલો, નિરંતર કૃમિ રોગ અને દુર્ગંધથી વ્યાપી રહેલો છે કુંદની માળા, કપૂર ચંદન, કસ્તુરી

વગેરે સુગંધી ગંધ શરીરપર લગાડવામાં આવ્યા હોય તો તેને પણ મલિન કરવાને આ દેહ સમર્થ છે, માટે તે ઉપર અત્યંત રાગ ન ધરવો એમ અશુચિ ભાવના જણાવે છે. આટલા બધા અવગુણ છતાં તે જ્ઞાન પ્રાપ્ત કરવાનું, ધાર્મિક ક્રિયાઓ કરવાનું, અને આ જગતમાં વ્યવહારના દરેક કાર્ય કરવામાં તે ઉત્તમ સાધન છે, માટે તેને બરાબર કેળવવું. કેળવાયેલું હથિયાર સુતારને વધુ ઉપયોગી થાય છે, તેમ કસરતથી કેળવાયેલું અને બ્રહ્મચર્યથી મજબુત બનેલું શરીર વધુજ ઉપયોગી થાય છે, માટે શરીરનું અત્યંત લાલનપાલન પણ ન કરવું, તેમ તેના ઉપર દ્વેષ કરી તેનો અનાદર પણ ન કરવો. તે આપણો નોકર છે એમ માનવું. નોકરને વશ રાખીએ છીએ મારી નાંખતા નથી તેજ રીતે શરીરને વશ રાખવું, પણ તાન દરમ્યર ન કરી તેનો નાશ કરવો ઘટતો નથી. પણ તેને ઉચિત ખોરાકથી અને કુદરતના કાયદા મુજબ વર્તીને તન્દુરસ્ત રાખવું તથા આત્માના ઉદ્ધાર માટે જે કંઈ કામ તેની પાસે કરાવવું જરૂરનું જણાય તે કરવાને તે શરીર જરા પણ આનાકાની ન કરે એમ કેળવવું.

(૭) આશ્રવ ભાવના.

જીવ પળે પળે શુભ અથવા અશુભ કર્મ બાંધે છે તે કર્મોને બંધ થવાના કારણો મિથ્યાત્વ, અવિરતિ કષાય અને યોગ છે. જેના હૃદયમાં મૈત્રી કારુણ્ય પ્રમોદ અને માધ્યસ્થ ભાવના વસેલી છે તેઓ શુભ કર્મ બાંધે છે પણ જેમનાં મન આર્ત તથા રૌદ્ર ધ્યાન અને વિષય કષાયથી રંગાએલા છે તેઓ અશુભ કર્મ બાંધે છે. પુણ્ય અને પાપ શી રીતે બંધાય છે અને કેવી રીતે ભોગવાય છે તેનું સવિસ્તર સ્વરૂપ નવતત્વથી સમજી લેવું. જેથી કર્મ બંધ થાય તેવી સરાગપ્રવૃત્તિને આશ્રવ કહેવામાં આવે છે, જેમાં કર્મના ફળ ઉપર મમતા રહેલી છે તેવા કાર્યમાં નવાં કર્મ ગ્રહણ કરાય છે, માટે આશ્રવનો ત્યાગ કરવા નિષ્કામવૃત્તિથી કામ કરવાં.

(૮) સંવર ભાવના.

આશ્રવને રોકવું તે સંવર. જેથી નવાં કર્મ બંધાય તેવા કાર્યોનો રોધ કરવો તેને સંવર કહે છે. સમ્યગ્જ્ઞાનથી મિથ્યાત્વનો નાશ

કામ કાળ અને જીવ રૂપ ૫ દ્રવ્ય આવી રહેલા છે. જેમ માછલાને ચાલવા પાણીની ગતિમાં જળ સહાય કરે છે તેમ ચાલવાને તત્પર થયેલા માણસને ચાલવાના કામમાં સહાય કરનાર તત્વ 'ધર્માસ્તિકાય' કહેવાય છે. માણસને સ્થિર બેસવામાં અને દરેક વસ્તુને સ્થિરતા આપવામાં સહાય કરનાર તત્વ 'અધર્માસ્તિકાય' કહેવાય છે. અવકાશ આપવો તે 'આકાશાસ્તિકાય'નો સ્વભાવ છે. આપણે દુધથી ભરેલા લોટામાં નવટાંક યા પાશેર ખાંડ નાખીએ છીએ, છતાં લોટામાંથી દુધ બહાર નીકળી જતું નથી, કારણ કે દુધના પરમાણુઓની વચ્ચે વચ્ચે જગ્યા રહેલી છે. આ જગ્યામાં આકાશ રહેલું છે. ચેતના લક્ષણવાળો કર્મનો ભોક્તા જીવ કહેવાય છે. પૃથ્વી, પાણીમાં વ્યક્ત સઘળાં જેના પરિણામરૂપે છે તે દ્રવ્ય 'પુદ્ગલાસ્તિકાય' કહેવાય છે, તેનો સ્વભાવ ખરાઈ જવાનો અને ભેળાઈ જવાનો છે. દરેક વસ્તુને જુનું જુનું બનાવનાર, નવીનને જુનું કરનાર અને સમયથી માપનાર કાળ કહેવાય છે. આવી રીતે જ દ્રવ્ય જેમાં રહેલાં છે તે ઉર્ધ્વ અધઃ અને મધ્ય તીર્છો લોક રૂપ ત્રણ લોકનું સ્વરૂપ વિચારવું તે 'લોક-સ્વભાવ' ભાવના જાણવી.

## (૧૧) બોધિ દુર્લભ.

ઘણા ઘણા જન્મો કર્યા પછી આપણે આવી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી છે. મનુષ્ય ભવ પ્રાપ્ત થાય, પાંચે ઇંદ્રિયો સંપૂર્ણ હોય, ધર્મ શ્રવણ કરવાની ઇચ્છા હોય, સાંભળવાનો યોગ હોય વગેરે સર્વ સામગ્રીઓ હોય તોપણ જે દુર વિમુખતાને બતાવનારી, કર્મરૂપ મેલને દુર કરનારી અને સર્વજ્ઞ ભગવાને પ્રરૂપેલી સત્ય વાણીમાં શ્રદ્ધા થવી તે પ્રાયઃ દુર્લભ છે. સત્યને સત્ય તરીકે ઓળખવું અને અસત્યને અસત્ય તરીકે જાણવું એ કામ સહેલું નથી. ગુરૂ કૃપાથી અને મહા પુણ્યના ઉદયથી તે થઈ શકે છે. કારણ કે એક વાર પણ માણસને સત્ય અસત્યનું વિવેકપૂર્વક ખરૂં જ્ઞાન થાય તો ફરીથી તેનો તે માણસ રહે નહિ. તેના આચાર વિચાર વર્તન બદલાઈ જાય. સંસાર બંધારણમાં ભમીને તે ફરીથી કુમાર્ગ પણ ઓછું ભાર પ્રકારની ઉદાસીનતા તેના કાર્યમાં જણાશે.

## ( ૧૨ ) ધર્મ ભાવના.

આ સંસારમાં રઝળતા અને અજ્ઞાનથી ભવભ્રમણ કરતા પ્રાણીઓને દયા દ્રષ્ટિથી તારવાની બુદ્ધિથી સદ્જ્ઞાન શિખવનાર સર્વજ્ઞ છે એમ વિચારવું. કેવળજ્ઞાનથી તેમણે સર્વ સ્વરૂપ જોયું અને પરોપકાર બુદ્ધિથી તે જ્ઞાન જગતના હિત અર્થે લોકોને ઉપદેશ્યું તે મહા કૃપાળુ તીર્થંકર મહારાજ છે, અને તેઓએ નિઃસ્વાર્થ બુદ્ધિથી અને કેવળજ્ઞાનથી ઉપદેશ કરેલો છે માટે તે સત્ય હોવો જોઈએ તેમની વાણી અતિ ઉત્તમ અને પોતાને લાભકારી છે રોહિણીઆ ચોરના મનમાં વગર ઇચ્છાએ તે વાણીનો એક શબ્દ પ્રવેશ્યો પણ તેને અત્યંત લાભ થયો તો પછી તેનું શ્રવણ કરી તે પ્રમાણે વર્તનારને કેટલો બધો લાભ થાય તે વિચારવું. સર્વજ્ઞ ભગવાને દશવિધ યતિ ધર્મ અને બાર વ્રત રૂપ શ્રાવક ધર્મનો ઉપદેશ કર્યો છે માટે શ્રાવકે બાર વ્રત પાળવાં અને સાધુએ દશવિધ ધર્મ પાળવો. આ રીતે ધર્મ અને ધર્મનો ઉપદેશ કરનાર સર્વજ્ઞનો વિચાર કરવો તે બારમી ધર્મ ભાવના

એ રીતે બાર ભાવનાનું ટુંક સ્વરૂપ કહ્યું

જે પ્રમાણે સારા ઔષધથી પિત્તાદિક રોગ નાશ પામે છે અથવા પ્રચંડ પવનથી જેમ વાદળ સમૂહ વિખરાઈ જાય છે તેમ આ બાર ભાવનાથી રાગદ્વેષ, અને મોહરૂપ મળ નાશ પામે છે. કારણ કે ભાવનાઓ અને રાગદ્વેષ વગેરેને શત્રુપણું છે આ રીતે આ ભાવનાઓથી રાગદ્વેષનો ક્ષય થાય છે પણ તેથી શું ? તેનો જવાબ શાસ્ત્રકાર આપે છે.

तत्क्षयेऽपवर्ग इति ॥

**અર્થ** —રાગાદિનો ક્ષય થયે મોક્ષ પ્રાપ્તિ થાય.

**ભાવાર્થ** —જ્યારે સર્વ પદાર્થો પ્રતિ રાગનો નાશ થાય છે અને સર્વ પ્રાણી પ્રતિ દ્વેષનો નાશ થાય છે ત્યારે તે જીવ સર્વ આત્માઓની સમભાવવાળો થાય છે સર્વનું હિત કરવા તત્પર બને છે અને સારી વસ્તુઓને તૃણ તુલ્ય માનનાર ઉદાર ચરિત્રવાળો ગણાય છે.

તેનું મન શાંત અને નિશ્ચળ બને છે. આત્મજ્યોતિ તેના મન રૂપ શાંત સરોવર પર પ્રકાશે છે, અને સકળ લોકાલોકના પદાર્થો જેનાથી જોઈ શકાય તેવું કેવળજ્ઞાન અને કેવળદર્શન તેને પ્રાપ્ત થાય છે—પ્રાપ્ત થતું નથી પણ તેનામાં ગુપ્ત હતું તે પ્રકટ થાય છે. મન અને શરીર સંબંધી સર્વ દુઃખનો નાશ થાય છે. ત્રિવિધ તાપ ટળી જાય છે અને અવ્યાબાધસુખ જ્ઞાનરૂપ મોક્ષ સ્થિતિ તે પ્રાપ્ત કરે છે. તે ઉત્તમ સ્થિતિનું વર્ણન શબ્દોદ્વારા થઈ શકે તેમ નથી, તેના અનુભવીઓ જ તે સમજી શકે છે. વૈખરી વાણીમાં તે દર્શાવવાને પુરતા શબ્દો નથી. મોક્ષનું લક્ષણ શું? તે જણાવે છે.

स आत्यन्तिको दुःखविगम इति ॥

અર્થ—અત્યંતપણે સકળ દુઃખનો નાશ તે મોક્ષ.

ભાવાર્થ—જ્યાં કિંચિત્ પણ દુઃખ નથી અને સર્વ પ્રકારનો ઉત્તમ આનંદ છે તેવું સુખસ્થાન તે મોક્ષ. એવી શાશ્વત જે સુખ મેળવ્યા પછી બીજું સુખ મેળવવાની ઇચ્છા રહેતી નથી તેવું ઉચ્ચ સુખનું ધામ તે મોક્ષ. આવું પરમ પદ શુદ્ધ ચારિત્રથી મળી શકે છે.

હવે આ પ્રકરણનો ઉપસંહાર કરતાં શાસ્ત્રકાર કહે છે કે—

एवं संवेगकृद्धर्म आख्येयो मुनिना परः ॥
यथाबोधं हि शुश्रूषोर्भावितेन महात्मना ॥

અર્થ—આ પ્રકારે ધર્મ ભાવનાવાળા મહાત્મા મુનિએ સાંભળવાની ઇચ્છાવાળાને સંવેગ ઉત્પન્ન કરે તેવો ઉત્કૃષ્ટ ધર્મ પોતાના બોધ પ્રમાણે કહેવો.

ભાવાર્થ—ધર્મભાવનાવાળા મુનિએ ઉપદેશ આપવો. એમ કહેવાનો હેતુ એ છે કે જેનામાં ધર્મ ભાવના હોય તેજ બીજામાં ધર્મભાવના ઉત્પન્ન કરી શકે, ભાવ ભાવને ઉત્પન્ન કરે છે એવું શાસ્ત્ર વાક્ય છે. બુદ્ધિ બુદ્ધિને અસર કરે, અને હૃદય હૃદયને અસર કરી શકે માટે હૃદયથી કહેલો બોધ સાંભળનારના હૃદયમાં ઘણા પ્રકારની અસર કરી શકે છે. મુનિ મહાત્મા વિશેષણ આપવાનું

કારણ એ છે કે જેણે તત્ત્વોને યથાર્થ રીતે જાણ્યા હોય અને જેના હૃદયમાં પરને ઉપકાર કરવાની બુદ્ધિ હોય તેવા મુનિએ ઉપદેશ આપવો નહિ તો ખોટી પ્રરૂપણા થવાનો ભય રહે છે આ ઉપરથી જેને અનેકાંત શૈલીનું ગુરુલઘુતાનું અને ગૌણતામુખ્યતાનું જ્ઞાન હોય. અને પોતે જે પ્રરૂપે છે તેનો અનુભવ થયો હોય એવા મહાત્મા મુનિએજ ઉપદેશ આપવો. જેનામાં આવા ગુણ ન હોય તે ઉપદેશ કરવાનો અધિકારી થઇ બેસે તો અનર્થ થવાનો સંભવ છે આંધ-ળાની પછવાડે આંધળો ચાલે તો કુવામાં પડવાનો ભય રહે છે તેમ વસ્તુ તત્ત્વના અજ્ઞાત ઉપદેશકના બોધથી જ્ઞાનને બદલે અજ્ઞાન મળ-વાનો ભય રહે છે માટે ઉપર જણાવેલા ગુણવાળાએ સંવેગ માર્ગનો બોધ આપવો. સંવેગનું લક્ષણ શાસ્ત્રમાં નીચે પ્રમાણે આપેલું છે

तथ्ये धर्मे ध्वस्तहिंसाप्रबन्धे देवे रागद्वेषमोहादिमुक्ते ।
साधौ सर्वग्रन्थसंदर्भहीने संवेगोऽसौ निश्चलो योऽनुराग ॥१॥

હિંસારહિત સત્ય ધર્મમાં રાગદ્વેષ મોહ રહિત દેવમાં સર્વ પ્રકારના પરિગ્રહ રહિત સાધુમાં જે નિશ્ચળ અનુરાગ તે 'સંવેગ' કહેવાય આવા દેવ ગુરુ ધર્મ રૂપ ત્રણ શુદ્ધ તત્ત્વનો ઉપદેશ કરવો.

સ્યાદ્વાદશૈલી—અનેકાંત શૈલી કોને કહેવી ?

દરેક વસ્તુ અનેક ધર્મવાળી છે માટે આ આમજ છે એમ નિશ્ચયતાથી કહેવાય નહિ. દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ જીવ નિત્ય કહેવાય, અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અનિત્ય કહેવાય તેજ રીતે નિશ્ચયથી આત્મા શરીરથી ભિન્ન છે તોપણ વ્યવહારમાં તેનાથી અભિન્ન માનવામાં આવે છે જે અપેક્ષાથી અમુક વચન કહેલું છે તે લક્ષમાં રાખી તે વચન સમજવામાં આવે તો ખરો અર્થ સમજાય છે નહિ તો અર્થનો અનર્થ થવાનો સંભવ રહે છે એક માણસ પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર છે અને પોતાના પુત્રની અપેક્ષાએ પિતા છે આ રીતે પિતા અને પુત્ર એ બન્ને ધર્મ એક માણસમાં ઘટી શકે છે પણ તેની અપેક્ષા ધ્યાનમાં રાખવાની જરૂર છે સ્યાદ્વાદ એટલે કથંચિતવાદ. અથવા અનેકાંતવાદ કહેવાય છે;

માટે ઉપરોક્ત તેમજ બીજાઓ આ સ્યાદ્વાદની બાબત વધુમાં સર્વ જૈન ધર્મના ગ્રન્થોનો ઉપયોગ કરવો તેમજ સમજવા. એક અમેરિકન લેખક સ્યાદ્વાદ શૈલીની પ્રશંસા કરતાં જણાવે છે કે "જૈનોનો સ્યાદ્વાદ અથવા અનેકાંતવાદ માનસિકશાસ્ત્રના સૂક્ષ્મમાં સૂક્ષ્મ તત્વની શોધમાં ઉતરવાને અને વાસ્તવિકરીતે ગહન વિચાર કરવાના કુતુહલ ભરેલા પ્રશ્નોનું નિરાકરણ કરવાને શક્તિમાન છે એટલે મનુષ્યના મનથી, ન્યાયયુક્ત રીતે કલ્પી શકાય તેવી કોઈપણ રીતથી જેનો નિશ્ચય થઇ શકે તેવા પ્રશ્નનો ઉત્તરનો નિર્ણય કરવાને શક્તિમાન છે વળી પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળાઓને તેઓના પોતાના મતનો ત્યાગ કરાવીને નહિ પણ અન્ય ધર્મો પણ ટકી શકે એવા છે અથવા તો તેઓ સત્યની અમુક બાજુ બતાવવાને—જે કેટલાક દૃષ્ટાંત સહિત દર્શાવવી જરૂરી છે—તે બાજુને દર્શાવનારા છે એમ સિદ્ધ કરી વિરૂદ્ધ ધર્મોની એકાત્મતા સિદ્ધ કરવાને સ્યાદ્વાદ આશા આપે છે અને સર્વમય તત્વની પરસ્પર સંબંધ ધરાવનારા જોડાણની વિવિધ અપેક્ષાઓમાં આખું સત્ય સમાયેલું છે એમ તે મત જણાવે છે"

સત્ અને અસત્રૂપ વિરૂદ્ધ ધર્મો એક જ વખતે એક વસ્તુમાં હોઈ શકે નહિ. કારણ કે અનુભવપરથી જણાય છે કે એક વસ્તુ એક જ વખતે ગરમ તેમજ ઠંડી હોઇ શકે નહિ. આ કારણને લઇને જૈન ધર્મ અમાન્ય છે" એમ કોઇ કહે તો તેમાં મોટી ભુલ છે. કારણ કે એકજ વખતે વસ્તુ ગરમ અને ઠંડી હોઇ શકે એવું જૈનો શિખવતા નથી. પણ તેઓ નિશ્ચયતાથી જણાવે છે કે કોઇપણ વસ્તુ તદ્દન ગરમ અથવા તદ્દન ઠંડી હોઇ શકે નહિ, અમુક સંજોગોમાં તે ગરમ હોય છે અને અમુક બીજા સંજોગોમાં તે ઠંડી હોય છે. એક જ કાલે એક વસ્તુમાં અસ્તિત્વ અને અનસ્તિત્વ જૈનો શિખવતા નથી. તેઓ શિખવે છે કે દરેક વસ્તુમાં તેનો પોતાનો સદ્ભાવ છે અને બીજી વસ્તુઓનો અસદ્ભાવ છે આ ઉપરથી સમજાય છે કે વસ્તુ શું છે અને વસ્તુ શું નથી તે સમજવાથી તે વસ્તુનું સંપૂર્ણ જ્ઞાન મળી શકે

### ગૌણ અને મુખ્ય કોને કહેવું ?

અનેકાંતવાદમાં સાત નય છે. પણ તેનો નિશ્ચય અને વ્યવહાર એ બે નયમાં સમાવેશ થાય છે જ્યારે કામ પેદા હોય ઉચિતજ

જણાયો, અને પ્રમાદ વગેરે ને નિશ્ચયનયને મુખ્ય કરવાથી વધતા હોય અને પોતાને પરભાવથી નિરમણ થતું હોય તો તે સમયે વ્યવહારનયની ગૌણતા કરી નિશ્ચયનયને મુખ્ય કરી બોધ આપવો અને પાપકા પાસેથી પુણ્ય મળ્યું કરેલો હોય તો વ્યવહારને મુખ્ય કરી નિશ્ચયને ગૌણ કરી બોધ આપવો. કેમકે નિશ્ચયને મુખ્ય કરવાથી અન્ય જનનો વિનય વૈયાવચ્ચ આદર સત્કાર વગેરે થઈ શકતો નથી; અને જ્યાં પરદ્રવ્યમાં હેત દેખાય ત્યાં નિશ્ચયની મુખ્યતા કરી વિચારવું કે આ જીવ કર્મને વશ છે અને આત્મા તો સચ્ચિદાનંદમય શુદ્ધ સ્વરૂપી છે આવો વિચાર કરવાથી ત્યાગ મનુષ્ય ઉપર આપણને દ્વેષ થતો અટકે છે અને જે નયની મુખ્યતા કરવાથી રાગ, દ્વેષ મોહ માન, વગેરે વૃદ્ધિ પામે તેને 'નય' ન કહેવો પણ 'નયાભાસ' કહેવા. આ પ્રમાણે ઉપદેશકે શ્રોતાનો તેમજ અવસરના વિષયનો વિચાર કરી વ્યવહાર કે નિશ્ચય નયની ગૌણતા કે મુખ્યતા કરી બોધ આપવો.

હવે ગુરુ અને લઘુનું સ્વરૂપ કેવું છે ?

જેમાં નિશ્ચયથી ગુણ થતા જણાતા હોય અને વ્યવહારથી કિંચિત દોષ જણાતો હોય અને વાસ્તવિક રીતે નિશ્ચયમાં દોષ ન હોય તો તે કામ ગુરુ એટલે કરવા યોગ્ય છે અને જેમાં નિશ્ચયથી ઘણા અવગુણ જણાતા હોય અને આત્માને રાગદ્વેષ અને મોહ વગેરેની વૃદ્ધિ થતી હોય અને વ્યવહારમાં લોકને રંજિત કરવા રૂપ કિંચિત ગુણ જણાતો હોય તો તેવું કાર્ય આત્માર્થી પુરુષોએ કરવું નહિ. એવી રીતે લઘુ ગુરુના વિચાર કરવા અને તે પ્રકારે વિચાર કરનાર પુરુષ દેશના આપી શકે

પ્રશ્ન—ધર્મોપદેશ કરવાથી પણ જો સાંભળનારને સ્વાત્મ લાભથી જ્ઞાન ન થાય તો ધર્મ કહેવાનું ફળ શું ? તેનો જવાબ શાસ્ત્રકાર આપે છે

भवापवर्गप्रद मात्र भाषया मुनिसत्तमैः ॥

उपकारस्य विधानेन नियमाच्छुद्धवशतः ॥

અર્થ—જો કે શ્રોતાને લાભ ન થાય તેપણ શુદ્ધ ચિત્તવાળા ઉપદેશકને તો ઉપદેશ આપવાની ક્રિયાથી કર્મ નિર્જરા થાય છે, એમ ઉત્તમ મુનિઓ કહે છે.

ભાવાર્થ.—જે મનુષ્ય પરોપકાર બુદ્ધિથી બીજાના ઉપર અનુગ્રહ કરવાની વૃત્તિથી સદ્બોધ આપે છે તેને તો તેના આપવા ઉપ ભાવ વાસ્તે નિર્જરા રૂપ ફળ મળે છે, અને વાંચનારને પણ જો કે તે સદ્બોધની અસર થયેલી જણાતી નથી પણ તેના હૃદયમાં તેના સંસ્કાર પડ્યા વિના રહેતા નથી, અને તેથી સદુપદેશ પ્રમાણે ન વર્તવાથી તેને ભાવે દુઃખ આવે છે અને દુઃખનો કડવો અનુભવ મેળવીને સન્માર્ગે વળે છે ત્યારે પહેલો અનુભવ અસર કરી શકે તેના કરતાં આ ઉપદેશના રહેલા સંસ્કારો વધારે અસર કરે છે. માટે શ્રોતા ઉપર પણ થાય તેની બીલકુલ અસર નથી થતી એમ તો ન જ કહેવાય. વળી આ વિષયના સંબંધમાં તત્ત્વાર્થ સૂત્ર માં કહ્યું છે કે—

न भवति धर्मः श्रोतुः सर्वस्यैकान्ततो हितश्रवणात् ।
ब्रुवतोऽनुग्रहबुद्ध्या वक्तुस्त्वेकान्ततो भवति ॥

હિત વાક્ય સાંભળવાથી સર્વ સાંભળનારાઓને સર્વથા ધર્મ સિદ્ધ થતો નથી પણ અનુગ્રહ બુદ્ધિથી ઉપદેશ કરનારને તો સર્વથા ધર્મનો લાભ થાય છે, એટલે [illegible] નિર્જરા થાય છે.

મનુષ્ય અનુભવથી શીખે છે તો પછી ઉપદેશ આપવાથી શો લાભ? એવી આશંકાનું સમાધાન કરવા ગ્રંથકાર લખે છે કે—

नोपकारो जगत्यस्मिंस्तादृशो विद्यते क्वचित् ।
यादृशी दुःखविच्छेदाद्देहिनां धर्मदेशना ॥

અર્થ—જે પ્રકારે દુઃખનો ઉચ્છેદ કરનારી ધર્મદેશના પ્રાણીઓને ઉપકાર કરે છે તેવો ઉપકાર બીજા કશાનો નથી.

ભાવાર્થ:—જગતમાં અનેક પ્રકારના ઉપકાર છે, પણ માણસને ધર્મ પમાડવા તેના જેવો બીજો કોઈ ઉપકાર નથી. કારણ કે તત્ત્વોને

યથાર્થ અજાણવાથી તે પ્રમાદે વર્તવાને આળસુ થવાય છે; અને તેથી દુઃખનો અંત આવે છે સઘળી તત્ત્વ વિચારણાનો ઉદ્દેશ દુઃખનો નાશ કરવાનો છે; માટે જે લોકો અધિક જ્ઞાની છે તેમણે પોતાના જ્ઞાનનો બીજાને બોધ આપવામાં જરા પણ આળસ કરવું નહિ; તેમ મુમુક્ષુ જીવોએ તેવા ખરા જ્ઞાનીઓની ભક્તિ વિનય બહુમાન કરી તેમની પાસેથી જ્ઞાન મેળવવામાં એક ક્ષણ પણ નિરર્થક ગુમાવવી નહિ

ખરૂં અજ્ઞાન પ્રાપ્ત થવાથી જ્ઞાન રૂપ અંધકાર નાશ પામે છે અને હેય (ત્યાગવા યોગ્ય) અને ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) વસ્તુ-તત્ત્વનું યથાર્થ જ્ઞાન થાય છે; દુર્ગુણનો ત્યાગ કરી સદ્‌ગુણ પ્રાપ્ત કરવા મન અભિલષે છે માટે સત્સંગનું અને સત્શાસ્ત્રનું નિરંતર સેવન કરવું પ્રમાદનો ત્યાગ કરી સર્વ દુઃખનો અંત લાવનારી સદ્દેશના શ્રવણ કરવી ખરી વસ્તુના જ્ઞાતા અને ભક્તિથી તેમનું શ્રવણ કરનારાનો યોગ બહુ દુર્લભ છે; પણ જે શોધે છે તેને મળે છે; માટે જેટલું જ્ઞાન મળ્યું હોય તેટલાને અમલમાં મુકવા પ્રયત્નશીલ થવું. એટલે વધારે મેળવવાને સ્વયમેવ લાયક થશો અને તે મળશે

॥ इति श्री द्वितीयप्रकरण समाप्तम् ॥



## પ્રકરણ ૩ જું

### ગૃહસ્થનો વિશેષ ધર્મ

પ્રથમ અને બીજા અધ્યાયમાં ગૃહસ્થના સામાન્ય ધર્મનું વિવેચન કરવામાં આવ્યું, અને બાળજીવને ધર્મમાર્ગે સંમુખ કેમ લાવવા તે પણ બહુજ સારી રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે અને ધર્મમાર્ગને શ્રવણ કરી પછી તેને ચારિત્ર-વર્તનરૂપે મૂકવાને ઉત્સુક થયેલા જીવને કયે માર્ગે દોરવો અને શાસ્ત્રમાં કેવો આચાર તેણે પાળવો જોઇએ કે જેથી છેવટે મોક્ષ માર્ગના અધિકારી થવાય, એ વિષે કહે છે

सद्धर्मश्रवणादेवं नरो विगतकल्मषः
ज्ञाततत्त्वो महासत्त्वः परं संवेगमागतः ॥ १ ॥
धर्मोपादेयतां ज्ञात्वा समातेच्छोऽत्र भावतः
दृढं स्वशक्तिमालोच्य ग्रहणे संप्रवर्तते ॥ २ ॥

**અર્થ** — એ પ્રકારના સદ્ધર્મના શ્રવણથી પાપ રહિત થનાર, તત્ત્વને જાણનાર મહાસત્ત્વવંત અને ઉત્કૃષ્ટ સંવેગ (વૈરાગ્ય) ને ધારણ કરનાર જીવ ધર્મને ગ્રહણ કરવા યોગ્ય જાણીને, અને ધર્મ વસ્તુ ભાવથી ઇચ્છિત કરીને, પોતાની શક્તિનો બરાબર વિચાર કરીને તે ધર્મમાર્ગ અંગીકાર કરવાને પ્રવર્તે છે

**ભાવાર્થ** — વિશેષ ગૃહસ્થ ધર્મમાર્ગને વિષે કેવો અધિકારી છે? તેના પ્રત્યુત્તરમાં ગ્રંથકાર કહે છે કે જેણે સદ્ધર્મ યથાર્થ રીતે સાંભળ્યો છે અને તેથી મનમાંથી શંકાઓ દૂર થઇ છે અને જેવી રીતે હાથમાં રહેલું મોટું ગોળ નિર્મળ મોતી સ્પષ્ટ રીતથી જણાય છે તેવી રીતે શાસ્ત્ર દૃષ્ટિથી સકળ તત્ત્વનો જેણે અભ્યાસ કર્યો છે જેનામાં દેવ ગુરૂ અને ધર્મ ઉપર ભક્તિભાવ જાગૃત થયો છે અને

જેણે શ્રાવકધર્મનો અભ્યાસ સારી રીતે કર્યો હોય તે યતિધર્મ ગ્રહણ કરવા યોગ્ય થાય છે; માટે પ્રથમ ગૃહસ્થધર્મ સમજવાની જરૂર છે એમ વિચારી ગ્રંથકાર ગૃહસ્થ ધર્મ ગ્રહણ કરવાનો વિધિ બતાવે છે.

सति सम्यग्दर्शने न्याय्यमणुव्रतादीनां ग्रहणं नान्यथेति ॥

અર્થ —સમ્યગ્દર્શન (સમકિત) પ્રાપ્ત થયા પછી, પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એ બાર વ્રત ગ્રહણ કરવાની યોગ્યતા થાય છે. પણ સમકિત ન થયું હોય ત્યાં સુધી વ્રત ગ્રહણ કરવાની યોગ્યતા કહેવાય જ નહિ.

ભાવાર્થ —જ્યારે તત્ત્વને તત્ત્વરૂપે યથાર્થ જાણવામાં આવે છે ત્યારે જ તે પ્રમાણે વર્તન કરવાની ખરી ઇચ્છા ઉત્પન્ન થાય છે; અને ત્યારે જ તે ફલ આપનારું નીવડે છે; નહિ તો ભાવવિનાની ક્રિયા ઝાઝો લાભ આપતી નથી. કહ્યું છે કે —

सस्यानीवोषरक्षेत्रे निक्षिप्तानि कदाचन ॥
न व्रतानि प्ररोहन्ति जीवे मिथ्यात्ववासिते ॥ १ ॥
संयमा नियमाः सर्वे नाश्यन्तेऽनेन पावना ॥
क्षयकालानलेनेव पादपाः फलशालिनः ॥ २ ॥

જેમ ખારી ભૂમિમાં વાવેલાં ધાન્ય ક્વાપિ ઉગતાં નથી, તેમ મિથ્યાત્વ વાસનાવાળા જીવને વિષે વ્રત નિયમના અંકુરા ફુટતા નથી. એટલે વ્રતનિયમથી કંઈ પણ ફળ મળતું નથી. જેમ ફળ-વાળાં વૃક્ષો ક્ષયાન્તકાળના અગ્નિથી નાશ પામે છે તેમ પવિત્ર નિયમ અને સંયમ મિથ્યાત્વથી નાશ પામે છે.

ત્યારે મિથ્યાત્વનો નાશ અને સમ્યક્ત્વની ઉત્પત્તિ શી રીતે થઈ શકે તે જણાવે છે—

जिनवचनश्रवणादेः कर्मक्षयोपशमादितः सम्यग्दर्शनमिति ॥

ભાવાર્થ—પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય; આ પાંચ ગુણ જેનામાં હોય તેને સમ્યગ્દર્શની જાણીએ. હવે એ પાંચેનું ટુંક સ્વરૂપ વિચારીએ.

ક્રોધ, માન, માયા, લોભરૂપ આત્માના સ્વભાવ તે રૂપ ઝેરનું કડવું ફળ જોઈને અથવા પુનર્જન્મના સંસ્કારથી સ્વાભાવિક રીતે તેનો નિરોધ કરવો તે પ્રશમ. મોક્ષનો અભિલાષ રાખવો તે સંવેગ. સંસારમાં જ્યાં ત્યાં દુઃખ દેખી, અને સંસારના પદાર્થોની અસારતા જાણવાથી તે ઉપર આવેલો ઉદ્વેગ કહેવો તે નિર્વેદ. અને ભાવથી અને દ્રવ્યથી દુઃખી પ્રાણીને દયા કરવી તે અનુકંપા. અનુકંપાના બે ભેદ છે. દ્રવ્ય અનુકંપા અને ભાવ અનુકંપા. કોઈ પ્રાણીને ગરીબ અવસ્થામાં કે દુઃખી હાલતમાં દેખી તેનું દુઃખ દૂર કરવા યથાશક્તિ મદદ આપવી તે દ્રવ્ય અનુકંપા. અને કોઈ માણસને દુઃખી દેખી પોતાની શક્તિ તેનું દુઃખ દૂર કરવાની ન હોય તો તેનું ભલું થાઓ એવું ચિંતવવું; તથા અસન્માર્ગે પડતા જીવને સન્માર્ગમાં સ્થિર કરવાને ઉપદેશ આપવો તે ભાવ અનુકંપા કહેવાય. અને નવ તત્ત્વો ઉપર શ્રદ્ધા રાખવી તે આસ્તિક્ય. એ પાંચ લક્ષણથી સમ્યગ્દર્શન ઓળખાય છે, અને જેનામાં એ પાંચ લક્ષણ હોય તે સમ્યગ્દર્શની કહેવાય છે.

આ પ્રમાણે સમ્યગ્દર્શનીને ઓળખ્યા પછી ગુરુએ શું કરવું તે કહે છે.

उत्तमधर्मप्रतिपत्त्यसहिष्णोस्तत्कथनपूर्वमुप-
स्थितस्य विधिनाणुव्रतादिदानमिति ॥

અર્થ—ઉત્તમ ધર્મને અંગીકાર કરવા અસમર્થ એવા પોતાની પાસે આવેલા પુરુષને પ્રથમ ઉત્તમ ધર્મ કહેવા પૂર્વક વિધિએ કરીને અણુવ્રતાદિક ગ્રહણ કરાવવું.

ભાવાર્થ—ઉત્તમ ધર્મ એટલે યતિ ધર્મ સમજવો. સંસારના પદાર્થો ઉપર જેને વૈરાગ્ય થયો છે એવા ધર્મ ગ્રહણ કરવાને ઉદ્યમવન્ત થયેલો કોઈ સજ્જન, ગુરુ મહારાજ પાસે ધર્મ ગ્રહણ કરવા આવ

તારે ગુરુ મહારાજે પ્રથમ ક્ષમા માર્દવ ઇત્યાદિ દશ પ્રકારના યતિ ધર્મનું વિસ્તાર સહિત વર્ણન કરીને તેને ચારિત્ર લેવાને ઉત્સુક બનાવવો. ચારિત્ર ધર્મ જ સર્વ કર્મરોગને વૈદ્ય સમાન છે એવી રીતે સઘળા રોગો નષ્ટ કરીને વૈદ્ય શ્રીમાન્ નામ પામે છે તેમ ચારિત્ર અંગીકાર કર્યાથી સર્વ કર્મરોગો વિનાશ પામે છે; પણ જો તે પ્રાણી વિષયસુખની ઇચ્છા બાકી રહેલી હોવાથી યતિધર્મ અંગીકાર કરવાને સમર્થ ન જ હોય તો તેને અણુવ્રતો યથાર્થ સમજાવી તે પાળવાનો બોધ કરવો. પ્રથમ યતિ ધર્મ સમજાવવો. અને તે પાળવાને જો તે અસમર્થ લાગે ત્યારે અણુવ્રત ધર્મ સમજાવવા. જો એમ ન કરે તો શું પરિણામ આવે તે શાસ્ત્રકાર કહે છે

सहिप्यो. मयोगेऽन्तरायादिति ॥

અર્થ —સમર્થને (અણુવ્રતનો) પ્રયોગ કર્યે અન્તરાય થાય.

ભાવાર્થ —જે માણસ યતિ વ્રત ગ્રહણ કરવાને સમર્થ હોય પણ તેનો બોધ નહિ કરતાં તેને શ્રાવકના અણુવ્રતાદિનો ઉપદેશ કરે અને તેથી તે શ્રાવકનાં વ્રત અંગીકાર કરે તો ગુરૂએ ચારિત્ર અંગીકાર કરવામાં અંતરાય કર્યો એમ કહેવાય એટલે મુનિધર્મ પાળવાને સમર્થ પુરુષને શ્રાવક ધર્મનો બોધ કરવાથી ચારિત્રાવરણીય કર્મ બંધાય છે અને તેથી ગુરૂને પરભવમાં ચારિત્રપ્રાપ્તિ દુર્લભ થાય છે આ બાબત 'પુરુષાર્થ સિદ્ધિ ઉપાય' નામના ગ્રન્થમાં વર્ણવેલી છે

यो यतिधर्ममकथयन्नुपदिशति गृहस्थधर्ममल्पमतिः ॥
तस्य भगवत्प्रवचने प्रदर्शितं निग्रहस्थानम् ॥

જે અલ્પમતિવાળો ઉપદેશક મુનિધર્મનો ઉપદેશ કર્યા સિવાય શ્રાવકધર્મનો ઉપદેશ કરે છે તે ઉપદેશકને ભગવાનના સિદ્ધાંતમાં દંડ આપવા લાયક ગણ્યો છે. કારણ કે તે અલ્પમતિવાળાએ ક્રમ ભંગથી ઉપદેશ કરીને બહુજ ઉત્સાહવાળા શિષ્યને હલકા સ્થાનમાં સ્થાપી સંતોષ પમાડી ઠગ્યો એમ કહી શકાય. જેને જે વ્રત યોગ્ય

श्रममविचिन्त्यात्मगतं तस्माच्छ्रेयः सदोपदेष्टव्यम् ॥
आत्मानं च परं च हि हितोपदेष्टानुगृह्णाति ॥ १ ॥

પોતાને શ્રમ થશે એનો વિચાર ન કરતાં નિરંતર કલ્યાણકારી ઉપદેશ કરવો, કારણ કે હિતકારી ઉપદેશક પોતાને તથા પરને ઉપકાર કરે છે

અહીંઆં કોઇ શંકા કરે કે જે મનુષ્ય સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરવા અસમર્થ છે તેને દેશથી સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરાવવામાં બાકી રહેલા સાવદ્ય વ્યાપારથી ગુરૂને અનુમોદના દોષનો પ્રસંગ કેમ ન આવે? તેનો જવાબ શાસ્ત્રકાર આપે છે—

भगवद्वचनप्रामाण्यादुपस्थितदाने दोषाभाव इति ॥

અર્થ—ભગવાનના વચનપ્રમાણથી અણુવ્રત ગ્રહણ કરવાને તત્પર ગૃહસ્થને અણુવ્રત આપવામાં દોષ નથી.

ભાવાર્થ—જે માણસ યતિધર્મ પાળવા અસમર્થ હોય તેને અણુવ્રત ગ્રહણ કરાવવામાં દોષ નથી. કારણ કે ઉપાસક દશાંગ સૂત્રમાં ભગવંતે પોતે આનંદ વગેરે શ્રાવકને અણુવ્રત ગ્રહણ કરાવ્યા એવો પાઠ છે આ ઉપરથી કોઇ એમ કહેવા નીકળે કે ભગવાનને પણ અનુમતિનો દોષ લાગ્યો તો તે કહેવું મિથ્યા છે કારણ કે ભગવાનનું દરેક આચરણ એકાંત—સર્વથા દોષ રહિત છે

એ રીતે અણુવ્રત ગ્રહણ કરવાને તત્પર થયેલો સર્વથા સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરતો નથી પણ દેશથી સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરે છે તોપણ તે વ્રત આપનાર ગુરૂમહારાજને અનુમોદના દોષ લાગતો નથી કારણ કે જે અવસરે શ્રાવક વ્રત ગ્રહણ કરે છે ત્યારે મુનિ મહારાજને સાક્ષી ભાવ રાખે છે કારણ કે તે વ્રત ઉચ્ચરાવનાર છે માટે સાવદ્ય વ્યાપારના ત્યાગમાં ગુરૂનો હાથ છે બાકી જે વ્રતનો અભાવ છે તે તો અનાદિકાળથી છે એમાં ગુરૂની સાક્ષી નથી, માટે તે વ્રતના અભાવમાં જે સાવદ્ય વ્યાપાર થાય તેમાં ગુરૂને શી રીતે અનુમોદનાનો દોષ લાગે? ત્યારે ગૃહસ્થની આગમવાકરણી—

યોગ્ય વને તે આપવું. તેમાં ફેરફાર કરવાથી અંતરાય કર્મ બંધ છે ઉંચી પદવીને યોગ્ય પુરૂષને નીચી પદવી આપવાથી અંતરાય કર છે અને નીચી પદવીને યોગ્ય પુરૂષને ઉંચી પદવી આપવાથી તે ફોકટ થઈ જાય છે

अनुमतिमितरथेति ॥

અર્થ —શ્રાવક ધર્મને વિષે અનુમતિ દોષ આવે.

ભાવાર્થ —જે મુનિ શ્રાવકના ધર્મનો ઉપદેશ આપે, અને પ્રથમ યતિ ધર્મનો બોધ ન આપે તો તેને અનુમોદનાનો દોષ લાગે છે કારણ કે શ્રાવક ધર્મમાં સાવદ્ય અને નિરવદ્ય બે પ્રકારના વ્યાપારો ભેળા રહેલા છે માટે સાવદ્ય વ્યાપારમાં અનુમતિ આપવાનો દોષ લાગે અને સર્વ સાવદ્ય પાપ રહિત વ્યાપારના ત્યાગરૂપ કેવળ યતિધર્મના નિયમને પણ મલીનતા પ્રાપ્ત થવા સંભવ રહે છે તે કારણ માટે પ્રથમ મુનિ ધર્મનો ઉપદેશ કરવો, અને તે જીવ જે યતિધર્મ પાળવાને અસમર્થ જણાય તો શ્રાવકનાં બાર વ્રત ગ્રહણ કરવાનો ઉપદેશ આપવો, આમ કરવાથી અનુમતિ દોષ ન લાગે.

अकथन उभयाफल आज्ञाभंग इति ॥

અર્થ —જો સમજાવે ન કરે તો બે ધર્મનું ફળ ન થાય, અને આજ્ઞા ભંગ થાય.

ભાવાર્થ—જ્યારે કોઈ જીવ ધર્મ ગ્રહણ કરવા આવ્યો તેને પ્રથમ યતિ ધર્મ સમજાવે પણ જો તે યતિ ધર્મ પાળવા અસમર્થ જણાય, અને તેને શ્રાવક ધર્મનો ઉપદેશ ન કરે તો બન્નેનો નાશ થાય અને તેથી ભગવન્તના શાસનની આજ્ઞાનો ભંગ થાય, માટે ધર્મના અર્થી પ્રાણીઓને મુનિએ પ્રથમ યતિ ધર્મ અને પછી શ્રાવક ધર્મ સમજાવવો, અને સમ્યક પ્રકારે સમજાવ્યા પછી તેણે પોતાની શક્તિનો વિચાર કરી જે યોગ્ય લાગે તે માર્ગ ગ્રહણ કરવો પણ પરાણે કરવું નહિ. માટે યતિ ધર્મ પાળવા અસમર્થ પુરૂષને શ્રાવક ધર્મ સમજાવવો કહ્યું છે—

નમાવ્યા છે સઘળા રાજાઓને જેણે અને દૂરથીજ દૂર કર્યા છે દુ:ખો જેણે એવો, અને પંચ પ્રકારના મનોહર ભોગ ભોગવતો તે રાજા કેટલોક વખત આ સ્ત્રીની સાથે કાઢતો હતો. તે શહેરમાં સમુદ્રદત્ત નામનો શેઠ રહેતો હતો. તે ઘણા સેવકોનો સ્વામી ઘણા જાનવરોનો પોષણ કરનાર હતો. તેના બજારો ધાન્યરાશિથી ભરપૂર હતા. અને હિરણ્ય પ્રમુખ ધાતુઓ તથા મણિ પ્રમુખ જવાહીર સમૂહ રૂપ સમૃદ્ધિ વડે કુબેર ભંડારીના ગર્વને પણ ઉતારવા તે સમર્થ હતો. તે સર્વદા દીન અનાથ પાંગળાં વગેરે અનેક પ્રાણીઓના શોકનો નાશ કરવામાં પોતાના ધનનો સદ્વ્યય કરતો હતો. તે વણિક શિરોમણી અને સજ્જન પુરૂષના સર્વ શુભ ગુણવાળો હતો. રૂપાને પણ દેદીપ્યમાન આકૃતિવાળો તે શેઠ હતો.

તે શેઠને સુભગા નામે પતિવ્રતા સ્ત્રી હતી તે સ્ત્રી સર્વ લાવણ્યગુણના આધાર રૂપ, સર્વ કલ્યાણકારી વસ્તુઓના ઉત્પત્તિ રૂપ, પુણ્ય રૂપ રત્નોના મોટા ભંડાર રૂપ પોતાની કુળ સંતતિના ભૂષણ રૂપ અને સુકુમારપણા રૂપ વનલતાના પુષ્પ રૂપ હતી તે સ્ત્રી ઉપર શેઠને અત્યંત ગાઢ પ્રેમ હતો, અને તે સ્ત્રી સાથે આ સંસારના તાજા વિષય સુખ સમુદ્રમાં ડુબેલો તે શેઠ ઘણો કાળ નિર્ગમન કરતો હતો. તે દંપતી નિર્મળ આચાર પાળતાં હતાં સમય પ્રાપ્ત થયે તે સુભગા સ્ત્રીએ પ્રિયંકર મેઘંકર ધનદેવ સોમદેવ પૂર્ણભદ્ર અને માણિભદ્ર એમ અનુક્રમે છ પુત્રને જન્મ આપ્યો. તે છ પુત્રો સ્વભાવથીજ ગુરૂજનનો પ્રેમ સાચવવામાં તત્પર હતા. તેઓએ પરમ કલ્યાણ આપવામાં ઉદાર અને અત્યંત શુદ્ધ ધર્મ અર્થ અને કામ ઉપર અત્યંત પ્રેમ બાંધ્યો હતો. તેમના લોકપ્રિય સ્વભાવથી કીર્તિ આવી તેમને વરી હતી સજ્જન પુરૂષના મનને સંતોષ પમાડનારા અને ઉદય આપનારા દાન દયા દાક્ષિણ્ય વગેરે મોટા ગુણોથી તેઓ શોભતા હતા અને તેમનાં શરીર એવાં સુંદર દેખાતાં હતાં કે કામદેવ પોતાની લાવણ્યતાની મગરૂરી છોડી દેતો હતો. અને તે છ પુત્રોએ પોતાના માથે સંસારનો ભાર ધારણ કરીને પિતાને ચિંતાથી મુક્ત કર્યો હતા. વ્યવહારમાં તેઓ પોતાના પિતા કરતાં પણ વધારે

કુશળ નીવડયા હતા. એટલે પિતાને સંસારવ્યવહાર ચલાવવાની જરા પણ ચિંતા રહી ન હતી.

એક સમયે અંતઃપુરમાં જ્યારે ઉત્તમકુમાર રાજા સુંદર વાજીંત્ર વગાડવા લાગ્યો ત્યારે તેની સ્ત્રી ધારણીએ અનેક રીતે ઉચિતોની શિક્ષાથી આનંદજનક અભિનય યુક્ત નૃત્ય કર્યું. તે જોઈ અતિ હર્ષ પામી રાજાએ હર્ષોન્માદમાં તે રાણીને એક વરદાન માગવાને આજ્ઞા કરી. ત્યારે તે પટરાણી ધારણી બોલી "જ્યારે મારી ઈચ્છા થશે ત્યારે હું વરદાન માગીશ."

આ બાબતને કેટલો સમય વીત્યા બાદ કામી પુરૂષોને વિલાસમાં ઉલ્લાસ પમાડવામાં સહાય કરનારો શરદપૂર્ણિમાનો દિવસ આવ્યો. ત્યારે રાણીએ રાજા પાસે પ્રથમ આપેલું વરદાન માગ્યું. ત્યારે રાજા કહે, માગે તે પ્રમાણે આપવાને હું તૈયાર છું. ત્યારે તે રાણીએ કહ્યું "આજ રાતે જ્યારે કર્પુર સરખા ઉજ્જવળ ચંદ્રના કિરણોથી સઘળી દિશાઓ વ્યાપી રહેશે તે સમયે મોટા પરિવાર તથા અંતઃપુરની સર્વ સ્ત્રીઓને સાથે લેઈને મોટા રસ્તા ચોટા બજાર, ચકલા વગેરે સ્થળ પ્રદેશોની સુંદરતા જોવા માટે મન અભિલાષે છે માટે મારા ફરવામાં કોઈ પણ રીતે સ્ખલના ન થાય તેમ કરો, અર્થાત્ મને પુરૂષ તે સમયે જોઈ ન શકે તેવી આજ્ઞા કરો કે હું નિર્ભય સકળ નગર નિરખું.

રાજાએ તરત જ આખા નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે 'આજની રાત્રીએ સર્વ પુરૂષોએ શહેરની બહાર નીકળી જવું. એવો હુકમ સાંભળી સર્વ લોક પોતપોતાની અનુકુળતાએ રાત્રિ પડતાં પહેલાં તે નગર બહાર નીકળી ગયા. અને રાજા પણ સંધ્યાકાળે પોતાના પ્રધાન વગેરે મુખ્ય પુરૂષો સાથે શહેરની બહાર નીકળી પ્રધાન કોઈક આવેલા સુંદર બાગમાં જઈ રહ્યો.

પેલા છ બાળકો નાનું જમવામાં અને વિસામો લેવામાં વધુ ગુંથાયેલા હોવાથી કેમનું બહાર જઈશું, કેમનું બહાર જઈશું એમ વિચાર કરતા રહ્યા, પણ સાંજ સુધી નીકળી શક્યા નહિ અને

ભરપૂર પાન કોઈને તે રાજા પાસે વિનતી કરવા આવ્યો. રાજાને સવિનય તે શેઠે જણાવ્યું કે હે કૃપાનિધિ! દેવ! આ મારા પુત્રો કોઈ પણ ચિત્ત મલીન અભિપ્રાયથી રાત્રિએ શહેરમાં રહ્યા નથી, પણ ક્રિડાઓમાં તેમનું ચિત્ત પરોવાયલું હોવાથી તેઓ બહાર નીકળી શક્યા નહિ અને સૂર્યાસ્ત સમયે નગરથી બહાર નીકળવાને ચાલ્યા, પણ પુરના દરવાજા બંધ થએલા જોઈ પરવશ બની તેઓ બહાર નીકળી શક્યા નહિ, માટે મારા પુત્રોનો આ એક અપરાધ માફ કરો. તેમને જીવિતદાન આપી આ રંક ઉપર એક મોટી મહેરબાની કરો " એ પ્રમાણે તે શેઠે જુદા જુદા પ્રકારે વિનતી કરી, પણ તે અતિ કોપાયમાન રાજા પોતાના વિચારથી લેશ માત્ર ડગ્યો નહિ.

જ્યારે શેઠને લાગ્યું કે રાજા માને તેમ નથી, ત્યારે રાજાનો કોપ શમાવવાને એક પુત્ર મારવાની શેઠે રાજાને રજા આપી. બાકીના પાંચને જીવતા રાખવાનું કહ્યું. તોપણ રાજાએ ન માન્યું. એમ અનુક્રમે શેઠે પાંચ પુત્રની ઉપેક્ષા કરી તોપણ રાજાનો કોપ શમ્યો નહિ. ત્યારે પછી મોટા પ્રધાન પુરોહિત વગેરેએ અત્યંત પ્રાર્થના સહિત જણાવ્યું કે કોઈના પણ વંશનો તદ્દન ઉચ્છેદ કરવો એ મોટું પાપ છે તે પ્રાર્થનાથી થોડો કોપ શાન્ત થવાથી, તે રાજાએ બાકીના પાંચ પ્રમત્તને મારી નખાવરાવ્યા, અને એક મોટા પ્રમત્તને જીવતો રાખ્યો.

આ દૃષ્ટાન્ત ઉપરથી ઉપનય આ પ્રમાણે ઉતારવો.

જેમ વસંતપુર નામે નગર હતું, તેમ આ સંસાર છે. રાજાને ઠેકાણે શ્રાવક જાણવો. શેઠને ઠેકાણે ગુરુ જાણવા. છ પુત્રોને સ્થાને છ જીવનિકાય જાણવા. અહીં પિતા જેમ પાંચ પુત્રની ઉપેક્ષા કરી એક પુત્રને બચાવે છે તોપણ તે પાંચ પુત્રના વધમાં તેને અનુમોદના દોષ લાગતો નથી. કારણ કે તેનો અભિપ્રાય તો બધા પુત્રોને બચાવવાનો છે તેજ રીતે ગુરુને પણ શ્રાવકને વ્રત આપવાથી નિયમથી બહાર રહેલા પાંચ સ્થાવરોના વધની અનુમોદનાનો દોષ લાગતો નથી. કારણ કે તેમનો અભિપ્રાય તો હિંસા માત્રનો ત્યાગ કરાવવાનો છે.

મા છે માટે ધર્મ ગ્રહણ કરવાની ઈચ્છાવાળાએ જેનો જેવો ઘટે તેવો વિનય કરવો, અણુવ્રત ગ્રહણ કરવાની વિધિ તથા અતિચાર આગળ વિચારી ગયા, હવે તેનો ક્રમ બતાવતાં સૂત્રકાર કહે છે.

स्थूलप्राणातिपातादिभ्यो विरतिरणुव्रतानि पञ्चेति

અર્થ—સ્થૂલ હિંસા આદિક પાંચ આશ્રવથી વિરામ પામવો તે પાંચ અણુવ્રત જાણવાં.

સ્થૂલ પ્રાણાતિપાતવિરતિ. ત્રસ જીવોની હિંસા ન કરવી. પ્રમાદપણાથી પ્રાણીનો નાશ કરવો તે હિંસા. તેના બે પ્રકાર છે- સ્થૂલ હિંસા અને સૂક્ષ્મહિંસા. તેમાં સૂક્ષ્મ હિંસા પૃથ્વી પાણી તેજ વાયુ અને વનસ્પતિ એ પાંચ સ્થાવરને લાગતી છે અને સ્થૂલ હિંસા તો બે ઇંદ્રિયથી આરંભી તે પંચેંદ્રિ સુધી સર્વ ત્રસકાયની હિંસા. માટે સ્થૂલ હિંસાના પચ્ચખાણ કરનાર શ્રાવક સર્વ ત્રસકાયના જીવોની હિંસા નહિ કરવાની પ્રતિજ્ઞા લે છે.

૨ સ્થૂલ મૃષાવાદ વિરતિ–મોટું જૂઠું ન બોલવું.

૩ સ્થૂલ અદત્તાદાન વિરતિ–મોટી ચોરી ન કરવી.

૪. સ્થૂલ મૈથુન વિરતિ–પોતાની સ્ત્રીમાં સંતોષ રાખવો.

૫, સ્થૂલ પરિગ્રહ વિરતિ–પરિગ્રહનો નિયમ રાખવો.

સાધુઓ જેનો સર્વથા ત્યાગ કરે છે તેનો શ્રાવક દેશથી ત્યાગ કરે છે તેથી સાધુના પંચ મહાવ્રત કહેવાય છે, અને શ્રાવકના પંચ અણુ (નાના) વ્રત કહેવાય છે એ પાંચે વ્રતો દરેક શ્રાવકે ગ્રહણ કરી તેમને પાળવામાં પ્રમાદ ન કરવો.

तथा—दिग्व्रतभोगोपभोगमानानर्थदण्डविरतयस्त्रीणि गुणव्रतानि ॥

અર્થ—વળી દિગ્વ્રત, ભોગોપભોગનું પરિમાણ, અને અનર્થ દંડથી વિરામ પામવું, એ ત્રણ ગુણ વ્રત કહેવાય.

ભાવાર્થ—અણુવ્રતને ગુણ કરનારા એટલે ઉપકાર કરનારા તે ગુણવ્રત કહેવાય. ગુણવ્રત સિવાય અણુવ્રતની જેવી જોઈએ તેવી

માં છે. માટે ધર્મ ગ્રહણ કરવાની ઇચ્છાવાળાએ તેનો જેવો ઘટે તેવો વિનય કરવો, અણુવ્રત ગ્રહણ કરવાની વિધિ તથા જરૂરીઆત આગળ વિચારી ગયા, હવે તેનો ક્રમ બતાવતાં ગ્રંથકાર કહે છે.

स्थूलप्राणातिपातादिभ्यो विरतिरणुव्रतानि पञ्चेति.

અર્થ—સ્થૂલ હિંસા આદિક પાંચ અવ્રતથી વિરામ પામવો તે પાંચ અણુવ્રત જાણવાં.

સ્થૂલ પ્રાણાતિપાતવિરતિ. ત્રસ જીવોની હિંસા ન કરવી. પ્રમાદપણાથી પ્રાણીનો નાશ કરવો તે હિંસા. તેના બે પ્રકાર છે. સ્થૂલ હિંસા અને સૂક્ષ્મહિંસા. તેમાં સૂક્ષ્મ હિંસા પૃથ્વી પાણી તેજ વાયુ અને વનસ્પતિ એ પાંચ સ્થાવરને લગતી છે અને સ્થૂલ હિંસા તો બે ઇંદ્રિયથી આરંભી તે પંચેંદ્રિય સુધી સર્વ ત્રસકાયની હિંસા. માટે સ્થૂલ હિંસાના પચખાણ કરનાર શ્રાવક સર્વ ત્રસકાયના જીવોની હિંસા નહિ કરવાની પ્રતિજ્ઞા લે છે.

૨. સ્થૂલ મૃષાવાદ વિરતિ—મોટું જુઠું ન બોલવું.

૩. સ્થૂલ અદત્તાદાન વિરતિ—મોટી ચોરી ન કરવી.

૪. સ્થૂલ મૈથુન વિરતિ—પોતાની સ્ત્રીમાં સંતોષ રાખવો.

૫. સ્થૂલ પરિગ્રહ વિરતિ—પરિગ્રહનો નિયમ રાખવો.

સાધુઓ જેનો સર્વથા ત્યાગ કરે છે તેનો શ્રાવક દેશથી ત્યાગ કરે છે તેથી સાધુના પંચ મહાવ્રત કહેવાય છે, અને શ્રાવકના પંચ અણુ (નાના) વ્રત કહેવાય છે. એ પાંચે વ્રતો દરેક શ્રાવકે અવશ્ય કરી તેમને પાળવામાં પ્રમાદ ન કરવો.

तथा—दिग्व्रतभोगोपभोगमानानर्थदण्डविरतयश्चापि गुणव्रतानि ॥

અર્થ—વળી દિગ્વ્રત, ભોગોપભોગનું પરિમાણ, અને અનર્થ દંડથી વિરામ પામવું, એ ત્રણ ગુણ વ્રત કહેવાય.

ભાવાર્થ—અણુવ્રતને ગુણ કરનાર એટલે ઉપકાર કરનાર તે ગુણવ્રત કહેવાય. ગુણવ્રત સિવાય અણુવ્રતની જેવી જોઇએ તેવી

આ પ્રકારનો બંધ ચાર પગવાળા પ્રાણીને આશ્રયી કહેલો છે.

અને દાસદાસી, ચોર તથા પાઠ આદિ શિખવામાં પ્રમાદી એવા પુત્રને બાંધવા હોય તો પોતાના પરાક્રમથીજ બાંધવા અને તેમનું રક્ષણ કરવું કે જેથી કરીને અગ્નિ વગેરેનો ઉપદ્રવ થાય તો તેઓ નાશ ન પામે. પોતાના પરાક્રમથી બાંધવા એનો અર્થ એવો થાય છે કે તેમના ઉપર એવી સખ્તાઈ રાખવી કે આજ્ઞા સિવાય સ્થાપેલ ઠેકાણેથી બીજે ખસી શકે નહિ.

તાડનની બાબત પણ તેવીજ રીતે સમજવી. નિર્દયપણે મારવું તે નિરપેક્ષ વધ તેનો તો સર્વથા ત્યાગ કરવો. શ્રાવકે પોતાના આશ્રિત ઉપર પ્રથમથીજ એવો ધાક બેસાડવો કે જેથી તેઓ બીતા રહે અને તેમને મારવાનો અવસર તેને ન આવે છતાં પ્રસંગ એવો અવસર આવે તો મર્મસ્થાન સિવાય બીજી જગ્યાએ લગારેજ થોડો પ્રહાર કરવો એ સાપેક્ષ વધ સમજવો. છવિછેદ પણ તેજ રીતે સમજવો. પગ, હાથ, કાન, નાસિકા વગેરે નિર્દયપણે છેદવા તે નિરપેક્ષ છવિછેદ કહેવાય અને ગુમડાં વા (નસ) વગેરે છેદવા પડે અથવા કોઇ રોગમાં ડામ દેવો પડે તે સાપેક્ષ છવિછેદ કહેવાય. નિરપેક્ષ સર્વથા ત્યાગ કરવા લાયક છે.

શ્રાવકે બે પગાં અને ચોપગાં પ્રાણીની મદદથી પોતાનું ગુજરાન ચલાવવાનો આધાર બનતા સુધી ન કરવો. છતાં તે ધંધો કરવો પડે તો બે પગવાળા મનુષ્ય જેટલો ભાર પોતાની મેળે ઉપાડી શકે તથા ઉતારી શકે તેટલો ભાર ઉપડાવવો. અને ચાર પગવાળા પાસે તો નિયમ કરતાં પણ ઓછો ભાર ઉપડાવવો. કારણ કે તેમને બોલવાની વાચા નથી; એટલે પોતાને વધારે ભાર ઉપાડવાનો છે એમ તેઓ બીજાને જણાવી શકે નહિ. હળ તથા માર્ગ પ્રમુખમાં જોડેલા જનાવરને યોગ્ય અવસરે છુટા કરવા. કોઇ પણ પ્રાણીને ભોજન તથા પાનમાં અંતરાય ન કરવો; કારણ કે તેમ કરવાથી, તે પ્રાણીઓને આહાર નહિ મળવાથી પ્રાય મરણ થવાનો પણ સંભવ રહે છે. આ અંતરાયનો નિરોધ બે પ્રકારનો છે. રોગાદિના ઉપચાર નિમિત્તે પ્રાણીને ભુખ્યું રાખવું તે સાપેક્ષ નિરોધ કહેવાય. અને તેથી જુદી

રીતે એટલે અપરાધ નિમિત્તે અન્નપાન નહિ આપવા, અને જીવ ક્ષુધાથી પીડાય તેમાં આનંદ માનવો તે નિરપેક્ષ નિરોધ કહેવાય. છેવટનો નિરપેક્ષ નિરોધ સર્વથા ત્યાગ કરવા લાયક છે કદાચ અન્નપાન આજ તને નહિ મળે એવી ધમકી બતાવવી પણ ભોજનાદિ તો આપવું, અને પાપની શાંતિ નિમિત્તે ઉપવાસ કરાવવો, આ બાબત પર ઘણું લખી શકાય પણ ગ્રંથગૌરવના ભય રહે છે તેથી પોતાની બુદ્ધિ અનુસાર વ્રતને અતિચાર ન લાગે તેમ સર્વ જગ્યાએ વર્તવું એજ સાર છે

શંકા—વ્રત અંગીકાર કરનારે પ્રાણાતિપાતનું પ્રત્યાખ્યાન કર્યું છે તો તેનો બંધ વગેરે કરવાથી દોષ લાગશે નહિ. કારણ કે તેથી પ્રત્યાખ્યાનનો ભંગ થતો નથી, અને બંધાદિ કરવાનું જો તેવું પ્રત્યાખ્યાન કર્યું હોય છતાં બંધાદિ કરે તો પચ્ચખાણનો ભંગ થાય છે અને તેથી વ્રતની હાનો પણ નાશ થાય છે અને વ્રતમાં પાંચ પાંચ અતિચારના પણ વ્રતથી અધિકપણું થશે, આ પ્રમાણે બંધાદિકને અતિચાર ગણવા યોગ્ય નથી

સમાધાન—ખરી વાત છે કે પ્રાણાતિપાતનું પ્રત્યાખ્યાન કર્યું છે પણ પ્રાણાતિપાતનું પ્રત્યાખ્યાન કરવાથી બંધાદિકનું પણ પ્રત્યાખ્યાન થઇ જાય છે કારણ કે બંધ વગેરે પ્રાણાતિપાતનાં કારણો છે બંધ વગેરેથી વ્રતભંગ થતો નથી, પણ અતિચાર થાય છે સર્વથા જ્યારે વ્રતનો ભંગ થાય ત્યારે તે વ્રતભંગ કહેવાય અને દેશથી (કિંચિત્ અંશે) વ્રતને બાધ આવે ત્યારે ત અતિચાર કહેવાય. અને તેથી બંધાદિકથી સર્વથા વ્રતનો ભંગ થતો નથી, માટે તે અતિચાર કહેવાય. વ્રત બે પ્રકારે કહ્યું છે અંતર્વૃત્તિથી અને બહિર્વૃત્તિથી, અંતર્વૃત્તિ અને બહિર્વૃત્તિ બન્ને વૃત્તિથી, જ્યારે વ્રતનો ભંગ થાય ત્યારે વ્રતભંગ કહેવાય, પણ કેવળ અંતર્વૃત્તિથી અથવા કેવળ બહિર્વૃત્તિથી વ્રતનો ભંગ કરવામાં આવે ત્યારે અતિચાર લાગે છે શાસ્ત્રમાં કહ્યું છે કે—

न मारयामीति 'कृतव्रतस्य' विनैव मृत्युं क इहातिचारः
निगद्यते यः कुपितो वधादीन् करोत्यसौ स्यान्नियमानपेक्षः॥१॥

(૨) રહસ્ય ખોલવું તે.

(૩) ખોટા દસ્તાવેજ લખવા, જુઠી સાક્ષી પુરવી.

(૪) થાપણ ઓળવવી

(૫) સ્ત્રી વગેરે સાથે થયેલી ગુપ્ત વાત પ્રકટ કરવી.

(૧) આ બાબત છે તો આમ પણ તેમ બોલવામાં તારે કાંઇ દોષ નથી એ રીતે ખોટું સમજાવવું તે મિથ્યોપદેશ. સત્ય બાબત શું છે તે જાણવા છતાં બીજાને ખોટી વાત કહેવી અને ખોટી વાત કહેવરાવવી તે મિથ્યા ઉપદેશ છે

આ મિથ્યા ઉપદેશ "બીજાની પાસે જુઠું ન બોલાવવું" એવા વ્રતમાં ભંગ કરે છે પણ "મિથ્યા ન બોલવું" એ વ્રતમાં ભંગ કરતો નથી તોપણ સહસાકાર અને અનાભોગ એ બે વડે અતિક્રમ વ્યતિક્રમ અથવા અતિચારથી બીજા માણસને અસત્ય બોલવામાં પ્રવૃત્તિ કરાવવી તે આ વ્રતનો અતિચાર છે

અથવા વ્રતનું સંરક્ષણ કરવાની બુદ્ધિથી પારકાનું વૃતાન્ત કહેવા દ્વારે કરીને જે મિથ્યા ઉપદેશ આપે છે તેને અતિચાર લાગે છે. વ્રતની અપેક્ષા છે તેથી નિયમનું પાલન થાય છે અને મિથ્યા ભાષણમાં પ્રવર્તાવાપણું છે માટે નિયમ ભંગ થાય છે; એટલે વ્રત ભંગ તથા પાલનને અતિચાર કહેવાય છે

૨ રહસ્યાભ્યાખ્યાન—અમુક માણસો એકાંતમાં વાતો કરતાં હતાં માટે રાજ્ય વિરૂદ્ધ આમ વાતો કરતા હશે અથવા વ્યભિચારનો વિચાર કરતા હશે વગેરે કહેવું તે.

શંકાઃ—રહસ્ય વાતનો પ્રકાશ કરવાથી તો નહી વ્રત ભંગ થાય છે કારણ કે તેમાં ખોટા દોષ કહેવાય છે માટે અતિચાર ન લાગતાં વ્રત ભંગનો દોષ લાગે છે

સમાધાનઃ—તમારૂં કહેવું વિચારવા લાયક છે પણ બીજાને નુકશાન કરનારૂં વાક્ય અજાણપણે બોલાયત્યારે ભાવ કહેવાવાળો હતો નથી, તેથી અંતર્વૃત્તિથી વ્રતનું રક્ષણ થાય છે પણ પારકાને હાનિ થાય છે તેથી વ્રતનો બહિર્વૃત્તિથી ભંગ થાય છે આ રીતે નિયમના ભંગાભંગથી અતિચાર લાગે છે કહ્યું છે કે

मृत्योरभावान्नियमोऽस्ति तस्य कोपाद्दयाहीनतया तु भङ्गः
देशस्य भङ्गादनुपालनाच्च पूज्या अतिचारमुदाहरन्ति ॥ २ ॥

હું મારું છું એવા વિકલ્પવિના કોપના આવેશમાં પારકાના પ્રાણને હાનિ કરે એમ નહિ ગણકારવો ને કોઈ વધાદિ કરે પણ તેથી પ્રાણી ઘાત થાય નહી તો નિયમપણે વિરતિની અપેક્ષા સ્વભાવ સિવાય પ્રવર્તન કરવા માટે અંતર્વૃત્તિથી વ્રતભંગ થયો, પણ પ્રાણીના જીવનો ઘાત થયો નથી એથી બહિર્વૃત્તિથી વ્રતનું પાલન થયું એમ દેશથી વ્રતના ભંગ અને દેશથી વ્રતના પાલનને અતિચાર કહેવાય

શંકા— હું નહિ મારું એવું વ્રત ગ્રહણ કરનારને મૃત્યુ કર્યો સિવાય અતિચાર કેમ લાગુ પડે? આવેશથી વધાદિ કરવા અને નિયમની દરકાર નહિ કરવી તેનું નામ અતિચાર, તો પછી એવું વ્રત ગ્રહણ કરનારને અતિચાર શી રીતે લાગુ પડે?

સમાધાન—પ્રાણીનું મૃત્યુ થયું નથી તેથી નિયમનું પાલન થાય છે પણ કોપથી દયાહીન થયો તેથી નિયમનો ભંગ થાય છે અને દેશથી (Partly) નિયમના પાલનને અને દેશથી નિયમના ભંગને પૂજ્ય પુરુષો અતિચાર કહે છે માટે તેને પણ અતિચાર લાગુ પડે છે પણ વ્રતનો ભંગ થતો નથી. વળી આગળ શંકામાં કહેલું છે કે વધાદિનું પ્રત્યાખ્યાન કરવાથી નિયમની હદ રહેતી નથી તે શંકા પણ અયોગ્ય છે, કારણ કે વિશુદ્ધ રીતે પ્રાણાતિપાતનું વિરમણ કર-વામાં આવે તો તેમાં વધાદિનો નિષેધ આવી જાય છે માટે વધા-દિને અતિચાર ગણ્યા, પણ તેથી વ્રતની હદ ઓળંગાતી નથી.

---

બીજું મૃષાવાદ-અસત્ય અણુવ્રત છે
તેના પણ પાંચ અતિચાર છે તે નીચે પ્રમાણે છે-

मिथ्योपदेशरहस्याभ्याख्यानकूटलेखक्रियान्यासापहारसा-कारमन्त्रभेदा इति

જન્મ કરતાં અનતગણું કીંમતી છે માટે સ્થૂળ જન્મના લાભ સારૂ કદાપિ, મનના પરિણામને મલીન કરનાર ખોટો દસ્તાવેજ કરવો એ શ્રાવકને ઘટિત નથી; વળી તેવા લેખથી સામા મનુષ્યના જન્મ પ્રાણ તથા ભાવ પ્રાણનો વિનાશ થાય છે તેથી હિંસા થાય છે ધન એ માણસનો અગીઆરમો પ્રાણ ગણાય છે માટે ખોટા લેખથી અન્ય પુરૂષના હાથના પૈસા તમે ડુબાવવા માગો અને કદાચ તેમાં તમો ફાવો તો પણ અન્ય પુરૂષના ભાવ પ્રાણનો પ્રથમ નાશ થાય છે; કારણ કે તેના મનમાં ચિંતા વેર અને દ્વેષના વિચારો ઉત્પન્ન થાય છે તેના કારણભૂત તમે છો. વળી ચિંતા, વેર અને દ્વેષના વિચારની અસર તેના શરીરપર પણ જણાય છે આ રીતે તેના જન્મ પ્રાણનો પણ નાશ થાય છે વળી ધનને સર્વસ્વ માનનાર ધનના અભાવમાં આપત્તિમાં આવતાં આપઘાત વગેરે અનર્થ કરે તો તેના જોખમદાર પણ ખોટો લેખ લખનાર એવા તમે છો. આવી રીતે અનર્થની પરંપરા જે કામમાં રહેલી છે તેવા અન્યાય માર્ગથી પરધન હરવાને ખોટો દસ્તાવેજ લખવા વગેરેથી વિમુખ રહેવું એ દરેક અહિંસાને પરમ ધર્મ માનનાર જૈનનું પ્રથમ અને જરૂરનું કર્તવ્ય છે વળી આ સાથે જણાવવું જોઈએ જૈનનું નામ ધરાવનાર કોઈ પણ ગૃહસ્થે કોર્ટમાં ખોટી સાક્ષી પૂરવી નહિ. અસલમાં જૈનો એટલા સત્યવાદી ગણાતા હતા કે તેમનું બોલવું કોર્ટ—ન્યાયસભામાં પ્રમાણભૂત ગણાતું જૈન કદાપી અસત્ય બોલેજ નહિ એવી તેની છાપ હતી પણ હાલમાં તેને બદલે તેથી ઉલટુંજ જોવામાં આવે છે એ ઘણા અફસોસની બાબત છે કેટલાકને જ્યારે આપણે આવો ઉત્તમ બોધ આપવા ઇચ્છા રાખીએ છીએ ત્યારે તેઓ જણાવે છે કે જો આપણે બીજાની બાબતમાં ખોટી સાક્ષી ન પુરીએ તો તેઓ વખત આવ્યે આપણી તરફથી જુઠી સાક્ષી કેમ પૂરે? આ દલીલ તદન પાયા વગરની છે કારણ કે જુઠી સાક્ષી બીજા પાસે પુરાવવાનો વખત આવે એવું કામજ પ્રથમ શા સારૂ કરવું જોઈએ? જે સત્યવાદી છે અને શુદ્ધ આચરણવાળો છે તેને એવી જાતની ખોટી આશા શા સારૂ રાખવી જોઈએ? આપણે સત્ય બોલનારાજ

બીજી એની ભૂલ આપણા વિષે આપણા વર્તનથી પાડીએ તો અસત્ય સાક્ષી પુરવાને પ્રેરવાની હીમતજ બીજો માણસ શી રીતે ધરી શકે! માટે ખોટાં બ્હાનાં કહી જુઠી સાક્ષી પુરવી અને પુરાવવી, એ સર્વેજ અઘટિત છે, અને જેઓ તે કામ કરે છે તે સત્યના ઉપાસક નહિ પણ ખોટા વ્યવહારના ઉપાસક છે એમ એવુંજ યોગ્ય ગણાય.

૪ પારકો માણસ આપણે કે અનામત જે ધન અથવા વસ્તુ મુકી ગયો હોય તે મુદત થયે લેવા આવનાર માલધણીને આપવાની ના કહેવી તે થાપણ ઓળવવી એ નામનો ચોથો અતિચાર છે જેમ ખોટો લેખ લખવાથી અનર્થ થાય છે તેજ રીતે પરની થાપણ ઓળવવાથી પણ તેટલોજ અનર્થ થાય છે થાપણ ઓળવવાથી વિશ્વાસ, મૃષાવાદ અને આત્મઘાત એ ત્રણે દોષ લાગે છે, માટે કોઈ પણ કાળે તેવું અઘટિત કામ કરવું નહિ.

૫. પોતાની સ્ત્રી તથા મિત્ર સાથે ગુપ્ત વાતચિત કર્યું હોય તે લોકમાં પ્રસિદ્ધ કરવું તે સ્વદારમંત્રભેદ અથવા ગુપ્ત વાતચીત પ્રકાશન કહી શકાય. જે ખરી વાત સ્ત્રી અથવા મિત્ર સાથે થઈ હોય તે પ્રગટ કરવાથી અસત્ય બોલવાનો દોષ તો લાગુ પડી શકે નહિ, પણ સાક્ષાત્કારે કોઈની રહસ્ય વાર્તા પ્રગટ થવાથી માણસને લજ્જા આવે અથવા તેથી આપઘાત વગેરે કરવા તે તૈયાર થાય તો તેનું કારણ તે ગુપ્ત વાર્તા પ્રગટ કરનાર ગણી શકાય. કારણ કે કીર્તિ એ મનુષ્યને જીવ કરતાં વધારે પ્રિય લાગે છે અને તેથી કીર્તિ વગરના જીવન કરતાં મરવું તેઓ વધારે પસંદ કરે છે "જીવ જાય તેવી વાત કોઈને ન કહીએરે" માટે કોઈનું રહસ્ય-ગુપ્ત બાબત કદાપિ પ્રગટ કરવી નહિ. કારણ કે એ સત્ય પરને નુકશાનકારી છે તે પરમાર્થથી અસત્યજ છે, માટે કોઈની ગુપ્ત વાત જાહેર કરવી તે અતિચાર કરે છે

વ્રતમાં કોઈ પણ રીતે બાધ ન આવે માટે અતિચાર છે પણ વ્રતના ભંગ માટે નથી. માટે લીધેલા વ્રતમાં ખામી ન આવે તે રીતે તે પાળવાં

જેથી જેનું ધન ચોરાયું હોય તેના ભાવ પ્રાણ તથા દ્રવ્ય પ્રાણનો નાશ થાય, વળી એ વાત જાહેરમાં આવે તો ચોરની સાથે ચોરીનો માલ સંઘરી રાખનારને પણ સજા થાય; અને તેથી ધર્મ પણ વગોવાય. કારણ કે જે ધર્મના માણસો આવાં કૃત્ય કરવા પ્રેરાતા હશે, તે ધર્મ પણ એવો જ હશે એમ અન્ય માણસો ગણે. વળી લોકમાં આબરૂ જાય, અને તે માણસનો કોઈ વિશ્વાસ પણ ન રાખે, જ્યારે તેવો માણસ કોઈને ઘેર જાય ત્યારે ઘરના સર્વે માણસો તેની હીલચાલને બારીક નજરથી તપાસે; આવો માણસ સર્વત્ર અપ્રિય થાય છે.

૩ પોતાના રાજાની રજા સિવાય દુશ્મનના લશ્કરમાં અથવા બીજા એવા સ્થાનમાં વેપાર માટે છાની રીતે પ્રવેશ કરવો તે વિરુદ્ધ રાજ્યાતિક્રમ કહેવાય. જૈનશાસ્ત્રમાં ચાર પ્રકારના અદત્ત કહેલા છે સ્વામી અદત્ત, જીવઅદત્ત તીર્થંકર અદત્ત, અને ગુરુઅદત્ત. આમ પરરાજ્યમાં જવું તે સ્વામિ–રૂપ–અદત્ત કહેવાય. તેને ચોરીનો જ દોષ ગણવામાં આવે છે. આજકાલના સમયમાં આ નિયમ બહુ ઉપયોગી છે; કારણ કે જો કોઈ રાજ્યનો માણસ તે રાજ્યના શત્રુના રાજ્યમાં જાય તો પ્રથમના રાજ્યની હીલચાલ વગેરે અન્ય રાજ્યને જણાવી દેવાનો સંભવ રહે. જેથી રાજ્યો તે અપરાધને ચોરીના ગુના જેટલો ગણતા હતા. માટે જે રાજ્યમાં આપણે રહેતા હોઈએ તે રાજ્યના નિયમને માન આપીને વર્તવું જોઈએ.

૪–૫ આપતી વખતે ઓછું જોખવું, અને લેતી વખતે વધારે જોખવું અથવા ભરવું, અથવા કોઈ સારી બહુમૂલ્યવાળી વસ્તુમાં હલકી ભેળવી દેવી, અથવા ઉપરની છાપ એકને એ રાખી અંદર હલકો માલ ભરવો. આ ત્રીજા અણુવ્રતના છેલ્લા બે અતિચારો છે

આવી રીતે ખોટાં તોલ માપથી અથવા ભેળસેળ કરવાથી મળેલું ધન તે પણ ચોરીનું ધન છે " ચોરીનો માલ મોરીએ જાય અને પાપી લોક હસતા જાય " એ કહેવત ખરી છે તેનો એક દૃષ્ટાંત અને ટાંકવામાં આવે છે. એક ધનગુપ્ત નામનો વણિ- વસન્તપુરીમાં એક શેઠ હતો; તે રૂનો વ્યાપાર કરતો હતો. એક

એક વૃદ્ધ માણસ એક રૂપીઆનું રૂ લેવા આવ્યો. તે શેઠે રૂપીઆનું આઠ શેર આપવાનું કહ્યું તે વૃદ્ધે કહ્યું "આપો" પછી તે શેઠે એક ત્રાજવામાં ચાર શેરી મુકી અને બીજા ત્રાજવામાં રૂ મુક્યું, અને પેલા વૃદ્ધે પાથરેલા વસ્ત્રમાં તે રૂવાળુ ત્રાજવું ખાલી કર્યું રૂ વજનમાં હલકું હોવાથી દેખાવમાં ઘણું લાગે છે તેથી તે વૃદ્ધ માણસે આઠ શેર રૂ આપેલું છે એમ જાણી પોતાનું વસ્ત્ર વાળી લીધું અને ધનસુખ શેઠને સલામ કરી ચાલતો થયો. ધનસુખ શેઠ પણ આવા સ્ત્રી કપટકળામાં અતિ નિપુણ હોવાથી જ્યાં પેલા વૃદ્ધ માણસે પોતાનું લુગડું વાળવા માંડ્યું કે બાકીનું રૂ જોખવાનો વિચારજ બંધ કર્યો આ પ્રમાણે તે બપોરે રૂપીઓ કમાયો પોતાના નોકરને પછી તેણે આજ્ઞા કરી કે "જા ઘેર જઇને કહી આવ કે આજે પુરણપોળી કરે."

નોકર ઘર તરફ કહેવા ગયો. આજે સ્વાદિષ્ટ ભોજન મફતના પૈસામાં મળશે, એવો તે ધનસુખ શેઠ મોટો હર્ષ કરવા લાગ્યો. તે શેઠની સ્ત્રીએ પતિની આજ્ઞા પ્રમાણે પુરણપોળી તૈયાર કરી એવામાં એકાએક તે શેઠનો જમાઇ તેના મિત્રો સાથે આવી પહોંચ્યો. અને તે જમાઈ અને તેના મિત્રો ઘણે દૂરથી આવેલા હતા તેથી ભુખ્યા હોવાથી તૈયાર કરેલું ભોજન બરાબર ઝાપટી ગયા અને પછી નિરાંતે સુતા. સાંજરે વાળુ સમયે શેઠ ઘેર આવ્યા અને મનમાં આનંદ માનતા હતા કે હમણાં પુરણપોળી ભાણામાં પીરસાશે તેવામાં શેઠાણીએ સામાન્ય લુખ્ખુ રોટલી ભાણામાં પીરશી શેઠ તો રાતાચોળ થઇ ગયા, "મેં કહાવ્યું નહોતું કે પુરણપોળી કરજે આ શું ?" તે શેઠની સ્ત્રી કહે "જરા ધીરા પડી સાંભળો જમાઇ ને તેના મિત્રો સુતા છે તે સાંભળશે તમે તૈયાર કરવાનું કહાવ્યું હતું તે પ્રમાણે મેં પુરણપોળીઓ તૈયાર કરી હતી પણ (સુતેલા જમાઈ તથા તેના મિત્રો તરફ આંગળી કરી બોલી) આ બધા આવ્યા તે ભુખ્યા હોવાથી ઝાપટી ગયા તેમાં હું શું કરું" શેઠ જરા ધીમા પડ્યા. અને મન સાથે વિચાર કર્યો કે "પાણીના પાણીમાં અને દુધના દુધમાં ચોરી કરી, પાપ જોડ્યું અને ખાનાર ખાઇ ગયા, માટે ફરીથી આવું અન્યાયકૃત્ય હું કરીશ નહિ."

આ પાંચ અતિચારો રાજસેવકોને પણ લાગુ પડી શકે છે. મ-ધ્યમના બે અતિચાર તો સ્પષ્ટ રીતે તેને લાગી શકે કારણ કે તેઓ પણ ચોરને મદદ કરી શકે અથવા ચોરે ચોરી લાવેલો માલ પોતાને ત્યાં સંઘરી રાખે; અને આ કામ તેઓ બીજા કરતાં વધારે સારી રીતે એટલે જણાય નહિ તેવી રીતે કરી શકે કારણ કે ચોરને પકડવાનું કામ પોતાનું છે અને તેથી ચોરને પકડવો કે નહિ તેમના હાથમાં છે, અને વળી ચોરીના માલની તપાસ કરતાં એક સ્થળે માલૂમ પડે તો તે ચોરની સાથે ભાગ પહોંચી લેવાની મસલત કરે, અને તે વાત પ્રગટ ન કરે; ચોરી કરાવવી અથવા ચોરને ઉત્તેજન આપવું તે રાજસેવકોને નાણુંજ સહેલું કામ છે પણ તે નાણુંજ ભોડું છે વળી સ્વામીનું લુણ ખાવા છતાં શત્રુ રાજાને ખાનગી રીતે સહાય કરે ત્યારે વિરુદ્ધ રાજ્યાતિક્રમનો ત્રીજો અતિચાર લાગુ પડે છે જ્યારે રાજાના હાથની વસ્તુઓ આપવી લેવી હોય ત્યારે ખોટાં માપ વા-પરે અથવા વસ્તુઓ ભાળી નાખે તો રાજા સેવકને પણ ચોથો તથા પાંચમો અતિચાર લાગુ પડે છે

આ પ્રમાણે અતિચાર ન લાગે તેમ ત્રીજું વ્રત પાળવું.

હવે ચોથું વ્રત જેનું લક્ષણ પોતાની સ્ત્રીમાં સંતોષ અને પર-સ્ત્રીના ત્યાગરૂપ છે તેના પાંચ અતિચાર છે તે શાસ્ત્ર કહે છે:—

परविवाहकरणेत्वरपरिगृहीताऽपरिगृहीतागमनानङ्गक्रीडातीव्र-
कामाभिलाषा इति ॥

પરાયાં છોકરાંનો વિવાહ કરી આપવો, (૨) બીજાએ ભાડું આપી રાખેલી વેશ્યા સાથે સમાગમ કરવો, (૩) પરસ્ત્રી સાથે સમાગમ કરવો, (૪) અનંગ ક્રીડા કરવી, (૫) મૈથુન સેવવામાં વધારે અભિલાષા રાખવી. આ પાંચ ચોથા સ્વદાર સંતોષ અણુવ્રતના અતિચાર છે

(૧) પોતાના છોકરા સિવાય અન્યના છોકરાઓને પરણાવવા, તેને ચોથા વ્રતમાં અતિચાર ગણવામાં આવ્યો છે કન્યાદાનના ફળની ઇચ્છાથી, અથવા સ્નેહ સંબંધથી બેનો સંબંધ જોડી આપવો તેને

જૈનશાસ્ત્રકારો અતિચાર ગણે છે, અને પોતાના છોકરા પરણાવવા તેમાં પણ વ્રત ગ્રહણ કરનારા નિયમ રાખે છે

શંકા—તમારો ઉપદેશ સત્ય લાગે છે પણ જે પરના છોકરા પરણાવવામાં દોષ લાગે તો તેવોજ દોષ પોતાનાં છોકરાં પરણાવ-વામાં કેમ ન લાગે ?

સમાધાન—જો પોતાનાં છોકરાંનો પણ વિવાહ ન કરે તો કુવારી રહેલી કન્યાઓ સ્વચ્છંદાચારી થાય અને તેથી શાસનની હેલના અને નિંદા થવાનો ભય રહે છે પરન્તુ કે પરણેલી સ્ત્રીઓ માટે સ્વેચ્છાચારી થવાનો સંભવ ઓછો છે વળી શાસ્ત્રકાર જણાવે છે કે અમુક છોકરાં પરણાવવાં એવો નિયમ આ વ્રતધારીએ લેવો જોઈએ. એટલે અમુક છોકરાં ઉત્પન્ન થયા પછી વધારે છોકરાં ઉત્પન્ન કરવાનો પણ ત્યાગ કરવો જોઈએ બીજા શબ્દોમાં કહીએ તો ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં અમુક વખત પછી ચોથું વ્રત સર્વથા ગ્રહણ કરવું જોઈએ જો એમ ન કરે તો વ્રતને બાધ આવે કારણ કે વધારે થાય તો વધારે પરણાવવાં પડે અને તેથી નિયમમાં ભંગ પડવાનો પ્રસંગ આવે હિંદુઓમાં જે ત્રીજો આશ્રમ વાનપ્રસ્થાશ્રમ છે તેને મળતો આશ્રમનો આ નિયમમાં ઉદ્દેશ સમાયલો છે અમુક વયની હદે પહોંચ્યા પછી ગૃહસ્થાશ્રમની જોખમદારી જેમ બને તેમ ઓછી કરવી અને પોતાને મળેલા જ્ઞાનનો અનુભવનો લાભ યુવાન વર્ગને આપવાનું ઉત્તમ કાર્ય બજાવવાનું માથે લેવું જોઈએ. ઘણા મુગ્ધો જીવનનૌકા કેવી રીતે ચલાવવી તે બાબતના જ્ઞાનના અભાવે તે નૌકાને અનેક પ્રકારના તરંગોપર ઉછાળી અથવા સંસાર સમુદ્રમાં પગે પગે મળી આવતા ખરાબાઓ સાથે અથડાવી, મુખરૂપે તે નૌકા છિન્નભિન્ન પ્રાપ્ત કરે તે પ્હેલાં તેનો અંત લાવે છે અથવા ખલાસીની માફક સંસારના અનુભવ વગરના તેઓ તે નૌકાને (આયુને) ગમે તેમ હંકારે છે વિવિધ પ્રકારનાં દુઃખો સહન કરી સિધે માર્ગે તે નૌકા ચલાવતાં તેઓ શિખે છે પણ તેવામાં મરણ સમય નજીક આવે છે અને જીવન સાર્થક કર્યા સિવાય તેઓ મૃત્યુના પંજામાં સપડાય છે

આ પાંચ અતિચારો રાજસેવકોને પણ લાગુ પડી શકે છે. પ્રથમના બે અતિચાર તો સ્પષ્ટ રીતે તેને લાગી શકે કારણ કે તેઓ પણ ચોરને મદદ કરી શકે અથવા ચોરે ચોરી લાવેલો માલ પોતાને ત્યાં સંઘરી રાખે; અને આ કામ તેઓ બીજા કરતાં વધારે સારી રીતે એટલે જણાય નહિ તેવી રીતે કરી શકે કારણ કે ચોરને પકડવાનું કામ પોતાનું છે અને તેથી ચોરને પકડવો કે નહિ તેમના હાથમાં છે; અને વળી ચોરીના માલની તપાસ કરતાં કેટલું સ્થળે માલુમ પડે તો તે ચોરની સાથે ભાગ નક્કી લેવાની મસલત કરે અને તે વાત પ્રગટ ન કરે; ચોરી કરાવવી અથવા ચોરને ઉત્તેજન આપવું તે રાજસેવકોને નાલાયક સરખું કામ છે પણ તે વખતે થોડું છે વળી સ્વામીનું લૂણ ખાવા છતાં શત્રુ રાજાને ખાનગી રીતે સહાય કરે ત્યારે વિરુદ્ધ રાજ્યાતિક્રમનો ત્રીજો અતિચાર લાગુ પડે છે જ્યારે રાજાના ઘરની વસ્તુઓ આપવી લેવી હોય ત્યારે ખોટાં માપ વાપરે અથવા વસ્તુઓ બદલી નાંખે તો રાજ્ય સેવકોને પણ ચોથો તથા પાંચમો અતિચાર લાગુ પડે છે

આ પ્રમાણે અતિચાર ન લાગે તેમ ત્રીજું વ્રત પાળવું.

હવે ચોથું વ્રત જેનું લક્ષણ પોતાની સ્ત્રીમાં સંતોષ અને પરસ્ત્રીનો ત્યાગ છે તેના પાંચ અતિચાર છે તે શાસ્ત્ર કહે છે—

परविवाहकरणेत्वरपरिगृहीतापरिगृहीतागमनानङ्गक्रीडातीव्र
कामाभिलाषा इति ॥

પરાયાં છોકરાંનો વિવાહ કરી આપવો, (૨) બીજાએ ભાડું આપી રાખેલી વેશ્યા સાથે સમાગમ કરવો, (૩) પરસ્ત્રી સાથે સમાગમ કરવો, (૪) અનંગ ક્રીડા કરવી, (૫) મૈથુન સેવવામાં ઘણીજ અભિલાષા રાખવી. આ પાંચ ચોથા સ્વદાર સંતોષ અણુવ્રતના અતિચાર છે

(૧) પોતાના છોકરા સિવાય અન્યના છોકરાઓને પરણાવવા, તેને ચોથા વ્રતમાં અતિચાર વર્ણવામાં આવ્યો છે કન્યાદાનના ફળની ઇચ્છાથી, અથવા સ્નેહ સંબંધથી બેનો સબંધ જોડી આપવો તેને

જૈનશાસ્ત્રકારો અતિચાર ગણ્યું છે અને પોતાના છોકરા પરણાવવા તેમાં પણ વ્રત ગ્રહણ કરનાર નિયમ રાખે છે

શંકા—તમારો ઉપદેશ સત્ય લાગે છે પણ જો પરના છોકરા પરણાવવામાં દોષ હોય તો તેવોજ દોષ પોતાના છોકરા પરણાવવામાં કેમ ન લાગે?

સમાધાન—જો પોતાનાં છોકરાંનો પણ વિવાહ ન કરે તો કુંવારી રહેલી કન્યાઓ સ્વેચ્છાચારી થાય અને તેથી શાસનની હેલના અને નિંદા થવાનો ભય રહે છે કારણ કે પરણેલી સ્ત્રીઓ માફક સ્વેચ્છાચારી થવાનો સંભવ ઓછો છે વળી શાસ્ત્રકાર જણાવે છે કે અમુક છોકરાં પરણાવવાં એવો નિયમ આ વ્રતધારીએ લેવો જોઈએ એટલે અમુક છોકરાં ઉત્પન્ન થયા પછી વધારે છોકરાં ઉત્પન્ન કરવાનો પણ ત્યાગ કરવો જોઈએ બીજા શબ્દોમાં કહીએ તો ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં અમુક વખત પછી ચોથું વ્રત સર્વથા ગ્રહણ કરવું જોઈએ જો એમ ન કરે તો વ્રતને બાધ આવે કારણ કે વધારે થાય તો વધારે પરણાવવાં પડે અને તેથી નિયમમાં ભંગ પડવાનો પ્રસંગ આવે, હિંદુઓમાં જે ત્રીજો આશ્રમ વાનપ્રસ્થાશ્રમ છે તેને મળતા આશ્રમનો આ નિયમમાં ઉદ્દેશ સમાયલો છે અમુક વયની હદે પહોંચ્યા પછી ગૃહસ્થાશ્રમની જોખમદારી જેમ બને તેમ ઓછી કરવી અને પોતાને મળેલા જ્ઞાનનો અનુભવનો લાભ યુવાન વર્ગને આપવાનું ઉત્તમ કાર્ય બજાવવાનું માથે લેવું જોઈએ ઘણા યુવકો જીવનનૌકા કેવી રીતે ચલાવવી તે બાબતના જ્ઞાનના અભાવે તે નૌકાને અનેક પ્રકારના તરંગોપર ઉછળતી અથવા સંસાર સમુદ્રમાં પગે પગે મળી આવતા ખરાબાઓ સાથે અથડાવી જુમરૂપ તે નૌકા છિન્નભિન્ન પ્રાયઃ કરે તે પહેલાં તેનો અંત આવે છે અણઘડ ખલાસીની માફક, સંસારના અનુભવ વગરના તેઓ તે નૌકાને (જીવનને) ગમે તેમ હંકારે છે વિવિધ પ્રકારનાં દુઃખો સહન કરી તેથી માર્ગે તે નૌકા ચલાવતાં તેઓ શિખે છે પણ તેવામાં મરણ સમય નજીક આવે છે અને જીવન સાફલ્ય કર્યા સિવાય તેઓ મૃત્યુના પંજામાં ફસાય છે

તેવા યુવાનોને આવો અનુભવથી ભરેલો માર્ગ, આવા સંસારના અનુભવી વાનપ્રસ્થાશ્રમીઓ બતાવે તો તેથી તેઓના ઉપર મોટામાં મોટો ઉપકાર કરેલો ગણી શકાય. કારણ કે શિક્ષા આપનાર જ્ઞાનથી, તરંગો અને ખરાબ સાથે અબ્રહ્મચર્યના પ્રસંગ અનુભવ્યા સિવાય, તેઓ પોતાની ઇન્દ્રિયોને વશ કરી સરળતાથી બ્રહ્મચર્યની પેલીપાર તેઓ જવા સમર્થ થશે. માટે જેને સંસારનો બાહ્ય અનુભવ લીધો હોય, પોતાની તથા બીજાઓની આત્મવિષય સાધારણ સારી રીતે થાય તેટલું મન પૈદા કર્યું હોય, પોતાની સંતતિ સુકર્મ ઉપાડી લેવા જેટલી સમર્થ થયેલી હોય તેવા કેટલાક પુરુષો પોતા વ્રતની બાધા લેઈને પરોપકારના કાર્યમાં યુવાનોને પોતાનાં જ્ઞાન અને અનુભવનો બોધ આપવા બહાર પડે તો તેઓના હાથનું એક મોટું બીજ રોપ્યું ગણી શકાય. શું એવા નરરત્નો બહાર આવશે?

આ પરવિવાહના સંબંધમાં કેટલાક આચાર્યો એમ કહે છે કે પરવિવાહ એટલે પોતાનો વિવાહ બીજી વાર કરવો તે. સમ્યક્ત્વ યુક્ત અપેક્ષાએ અથવા બીજા કોઈ કારણથી એક સ્ત્રી ઉપરાંત બીજી સ્ત્રી સાથે લગ્ન કરવું તે પરવિવાહ કહેવાય. આ વિવાહથી સ્વદારસંતોષીને અતિચાર લાગે છે. સ્ત્રીને પોતાના પતિમાં સંતોષ અને પરપુરુષનો ત્યાગ બન્ને સરખાજ છે; કારણ કે પોતાના પતિ સિવાયના બીજા સર્વે પુરુષો પરપુરુષજ કહેવાય.

બીજાએ ભાડું આપી રાખેલી વેશ્યા સાથે ગમન કરવાથી અથવા કુમારી કન્યા સાથે ગમન કરવાથી આ વ્રતમાં બીજો તથા ત્રીજો અતિચાર લાગે છે. તીવ્ર કામના અભિલાષથી અનંગ ક્રીડા કરવી તે આ વ્રતનો ચોથો તથા પાંચમો અતિચાર છે

આવી રીતે આ પાંચ અતિચાર ન લાગે તેવી રીતે સ્વદાર સંતોષીએ વર્તવું. ટૂંકામાં આ વ્રતનો સાર એ છે કે પરસ્ત્રીનો ત્યાગ કરવો અને સ્વસ્ત્રીમાં પણ વિષય સુખ સંબંધી હદ બહાર આસક્તિ ન રાખવી, અને ઉંચામાં ઉંચી બાબત સર્વોત્તમ બ્રહ્મચારીની છે

નક્કી કરી તે માલ બીજાને ત્યાં અનામત રાખે અને મુદત પુરી થયે ગ્રહણ કરે તો વ્રતના સાપેક્ષપણાને લીધે અનાભોગ થાય છે અને તેથી અતિચાર લાગે છે

૪ દાસદાસી—બે અને ચાર પગવાળાં સવ જીવતાં પ્રાણીનો આમાં સમાવેશ થાય છે બે પગવાળામાં પુત્ર પુત્રી સ્ત્રી દાસ દાસી, ચાકર, પોપટ સારિકા ગણવાં અને ચાર પગવાળામાં ઘોડા ગાય ઊંટ ભેંસ વગેરે ગણવા. તેમની એક વર્ષની હદ બાંધી હોય એ વર્ષ દરમ્યાન ગર્ભાધાન કરાવવાથી અતિચાર લાગે છે; એ વર્ષ દરમ્યાન તેમને પ્રસવકાળ આવે તો તેમની રાખેલી સંખ્યાથી અધિક પ્રાણીઓ થાય તેથી વ્રત ભંગનો ભય રહે તે હેતુથી વર્ષનો કેટલોક ભાગ વીતી ગયા બાદ તે ગર્ભાધાન કરાવે છે કે વર્ષ દરમ્યાન તેનો પ્રસવ થાય નહિ. હવે ગર્ભમાં પ્રાણી રહેલાં છે તેથી સંખ્યાનો અતિક્રમ થાય છે અને તેથી વ્રત ભંગ થાય છે પણ બહાર દેખાતા નથી તેથી વ્રત ભંગ થતો નથી, આ રીતે અનાભોગથી અતિચાર લાગે છે

૫. કુપ્ય—રાચરચીલું આસન, શય્યા ખુરસીઓ, વાસણ વગેરે પરચુરણ સામાન તે કુપ્ય કહેવાય છે તેની સંખ્યા વધારવાથી અતિચાર લાગે છે ધારો કે ત્રાંબાની દસ કથરોટો રાખવાનું પ્રમાણ કર્યું હોય, પછી તે પાત્ર બમણાં થાય ત્યારે વ્રત ભંગના ભયથી બે પાત્ર મેળવી એક મોટું પાત્ર કરાવી નાખે આ પ્રમાણે પાત્રના આકારમાં ફેરફાર કરે પણ સંખ્યા તેટલીને તેટલી રાખે આ રીતે સંખ્યા તેટલીજ રાખવાથી વ્રત ભંગ થતો નથી પણ આકારમાં ફેરફાર કરવાથી વ્રત ભંગ થાય છે આવી રીતે અનાભોગથી અતિચાર લાગે છે ક્ષેત્ર આદિ પરિગ્રહની વસ્તુઓ નવ પ્રકારની છે પણ સરખા ગુણવાળાઓમાં તેમનો સમાવેશ થઇ જતો હોવાથી પાંચની સંખ્યા રાખી છે. વળી દરેક અણુવ્રતના પાંચ વિભાગ છે તો આ પરિગ્રહ અણુવ્રતના પણ પાંચ ભેદ રાખવાથી શિષ્યને—બાળજીવને સમજી કરવામાં હરકત ન નડે

માણસને જ્યારે વધારે રાખવાની ઇચ્છા થાય, ત્યારે પોતાનું વ્રત ભાગશે એવા ભયથી પોતાના ક્ષેત્રની અથવા ઘરની લગોલગ જે ક્ષેત્ર અથવા ઘર આવેલું હોય તે ખરીદ કરી વચ્ચેની વાડ અથવા દિવાલ તોડી નાખી બન્ને ક્ષેત્ર અથવા બન્ને ઘરને મેળવી એક કરી નાંખે છે. અહીંયા જે કે તેણે ક્ષેત્ર અથવા ઘર એકજ રાખ્યું તેથી વ્રત ભંગ ન થયો પણ જે ક્ષેત્ર અથવા ઘરની પ્રથમ મર્યાદ તેણે કરી હતી તેના કરતાં મોટું ક્ષેત્ર અથવા ઘર બનાવવાને વાસ્તે વ્રત ભંગ થયો. આ રીતે કથંચિત્ ભંગ અને કથંચિત્ અભંગથી અતિચાર લાગે છે.

સોનું રૂપું—કોઈ માણસે પરિગ્રહની મર્યાદ કરી કે આટલા સોના રૂપા કરતાં વધારે અમુક મુદત સુધી મારે રાખવું નહિ. હવે તેના ઉપર તે મુદત દરમીયાન કોઈ રાજા યા શેઠ વગેરે સંતુષ્ટ થાય અને તેની જેટલી મર્યાદ છે તેના કરતાં અધિક આપે; હવે વ્રત ભંગના ભયથી તે વધારો પોતાને ત્યાં ન રાખતાં વ્રતની મુદત પુરી થાય ત્યાં સુધી બીજાને ત્યાં રાખે; અને પછી તે ગ્રહણ કરે તો તેને અતિચાર લાગે. કેટલાક અંશે વ્રતની અપેક્ષા છે અને કેટલાક અંશે વ્રતની મર્યાદાનું ઉલ્લંઘન થાય છે આ રીતે ભંગાભંગથી અતિચાર લાગે છે.

૩ ધનધાન્ય—ધનના ચાર પ્રકાર છે (૧) ગણિમ—ગણવા યોગ્ય જેમકે સોપારી બદામ વગેરે ફળો, (૨) ધરિમ—તોળવા યોગ્ય ગોળ, ખાંડ વગેરે (૩) મેય—માપવા યોગ્ય દુધ, ઘી વગેરે અને (૪) પરિછેદ્ય—પરિક્ષા કરવા યોગ્ય—હીરા મોતી વગેરે. અને ધાન્ય એટલે ડાંગર, મગ, ચોખા અડદ વગેરે આ સર્વની મર્યાદા કરી હોય તેના કરતાં વધારે રાખવાથી અતિચાર લાગે છે. આ સર્વની બાબતમાં જેટલા સમયની મુદત કરી હોય તેટલા સમયમાં જે કરતાં વધારે મળે તો સોના રૂપાની બાબતમાં જણાવ્યું તેમ મુદત પુરી થતાં સુધી બીજા પાસે રખાવે અને મુદત પુરી થયે હું ગ્રહણ કરીશ, અથવા ઘરમાં રહેલો તેનોજ ભાવ વેચાશે ત્યારે ગ્રહણ આ પ્રમાણે

નક્કી કરી તે માલ બીજાને ત્યાં અનામત રાખે અને મુદત પુરી થયે ગ્રહણ કરે તો વ્રતના સાપેક્ષપણાને લીધે ભંગાભંગ થાય છે અને તેથી અતિચાર લાગે છે

૪ દાસદાસી—બે અને ચાર પગવાળાં સવ જીવતાં પ્રાણીનો આમાં સમાવેશ થાય છે બે પગવાળામાં પુત્ર પુત્રી સ્ત્રી દાસ દાસી, ચાકર પોપટ સારિકા ગણવાં અને ચાર પગવાળામાં ઘોડા ગાય ઊંટ બેસ વગેરે ગણવા. તેમની એક વર્ષની હદ બાંધી હોય એ વર્ષ દરમ્યાન ગર્ભાધાન કરાવવાથી અતિચાર લાગે છે એ વર્ષ દરમ્યાન તેમને પ્રસવકાળ આવે તો તેમની રાખેલી સંખ્યાથી અધિક પ્રાણીઓ થાય તેથી વ્રત ભંગનો ભય રહે તે હેતુથી વર્ષનો કેટલોક ભાગ વીતી ગયા બાદ તે ગર્ભાધાન કરાવે છે કે વર્ષ દરમ્યાન તેનો પ્રસવ થાય નહિ. હવે ગર્ભમાં પ્રાણી રહેલાં છે તેથી સંખ્યાનો અતિક્રમ થાય છે અને તેથી વ્રત ભંગ થાય છે પણ બહાર દેખાતા નથી તેથી વ્રત ભંગ થયો નથી, આ રીતે ભંગાભંગથી અતિચાર લાગે છે

૫. કુપ્ય—રાચરચીલું આસન, શય્યા ખુરસીઓ વાસણ વગેરે પરચુરણ સામાન તે કુપ્ય કહેવાય છે તેની સંખ્યા વધાર વાથી અતિચાર લાગે છે ધારો કે ત્રાંબાની દશ કથરોટો રાખવાનું પ્રમાણ કર્યું હોય પછી તે પાત્ર બમણાં થાય ત્યારે વ્રત ભંગના ભયથી બે પાત્ર ભેળવી એક મોટું પાત્ર કરાવી નાંખે આ પ્રમાણે પાત્રના આકારમાં ફેરફાર કરે પણ સંખ્યા તેટલીને તેટલી રાખે આ રીતે સંખ્યા તેટલીજ રાખવાથી વ્રત ભંગ થયો નથી પણ આકારમાં ફેરફાર કરવાથી વ્રત ભંગ થાય છે આની રીતે ભંગાભંગથી અતિચાર લાગે છે ક્ષેત્ર આદિ પરિગ્રહની વસ્તુઓ નવ પ્રકારની છે પણ સરખા ગુણવાળામાં તેમનો સમાવેશ થઈ જવો હોવાથી પાંચની સંખ્યા રાખી છે વળી દરેક અણુવ્રતના પાંચ વિભાગ છે તો આ પરિગ્રહ અણુવ્રતના પણ પાંચ ભેદ રાખવાથી શિષ્યને—બાળજીવને સમજુતી કરવામાં હરકત ન નડે

આ રીતે પાંચમા પરિગ્રહ અણુવ્રતના અતિચારોનું વર્ણન કરવામાં આવ્યું. માણસની આ દુનિયાના પદાર્થો ઉપરથી જેમ બને તેમ મૂર્છા ઉતરે તે હેતુથી આ વ્રતની શાસ્ત્રકારોએ પ્રરૂપણા કરી છે. દુનિયાના બધા પદાર્થો ઉપરથી એકદમ મોહ ઉતરી ન શકે તેટલા વાસ્તે અમુક પ્રમાણમાં ધન, ધાન્ય, રૂપું, સોનું, જાનવર દાસદાસી, રાચરચીલું વગેરે વગેરે હું રાખીશ એવી પ્રતિજ્ઞા શ્રાવક ગ્રહણ કરે છે અને તેટલું મળવાથી સંતોષ ધારણ કરે છે. આખી પૃથ્વીનું રાજ્ય મળે તોપણ માણસના લોભનો અંત આવતો નથી. હજુ વધારે મેળવવાને તે તલસાય છે. પણ પરિગ્રહની મર્યાદા કરનાર, ધારેલા પ્રમાણમાં ધન વગેરે મળવાથી સંતુષ્ટ થાય છે. અજ્ઞાનના સમયમાં જેને આપણે મોજશોખની વસ્તુઓ માનતા હતા, તે વસ્તુઓ હવે જરૂરની થઈ પડી છે અને જરૂરીઆતો દિવસે દિવસે આપણી તૃષ્ણાઓના વધવા સાથે વધતી જાય છે. આ તૃષ્ણાઓનો—આ બહારના દેખાવોના પદાર્થોની પ્રલોભનોનો—અંત ક્યારે આવશે તે સમજાતું નથી! તેને વાસ્તે પરિગ્રહની મર્યાદા એ ઉત્તમ સાધન છે, પણ તે સાથે એટલું જાણવું છે કે જેમ બને તેમ મૂર્છાનો ત્યાગ કરવો. જનક રાજા રાજ્યઋદ્ધિ છતાં અંતરના વૈરાગ્ય ભાવને લીધે જનક વિદેહી કહેવાતા અને દંડ પાત્ર વગેરેથી અને તુંબડું ધારણ કરનાર સંન્યાસી જો તેના ઉપર મમત્વ રાખે તો તે પરિગ્રહી છે. માટે અંતરથી અને બહારથી પરિગ્રહ ઉપરથી મમત્વ ઉતારવો, અને જો નહિ તો સન્માર્ગે વાપરવું એ જ આ ઉત્તમ અણુવ્રતનું રહસ્ય છે.

આ પ્રમાણે પાંચ અણુવ્રતનો વિચાર કર્યો. હવે ત્રણ ગુણવ્રતનો વિચાર કરીએ, તેમાં પ્રથમ ગુણવ્રત દિગ્વિરમણવ્રત છે. તેના પાંચ અતિચાર નીચે પ્રમાણે છે

ऊर्ध्वाऽधस्तिर्यग्व्यतिक्रमक्षेत्रवृद्धिस्मृत्यन्तर्धानानि ॥

૧. ઉંચા ક્ષેત્રનો અતિક્રમ.
૨. નીચા ક્ષેત્રનો અતિક્રમ.
૩. તિર્યક્ (તિર્છા) ક્ષેત્રના અતિક્રમ.

૪ ક્ષેત્રવૃદ્ધિ
૫ સ્મૃતિ નાશ—આ પાંચ પ્રથમ ગુણવ્રતના અતિચાર છે

૧-૩ આટલા પ્રમાણથી પર્વત કે વૃક્ષ ઉપર ઉંચું ન જવું. આટલા પ્રમાણથી કુવા ખાણ વગેરેમાં નીચે ન ઉતરવું અને આટલા પ્રમાણથી સીધું આગળ ન જવું એ પ્રમાણે દિશાઓમાં જવા સંબંધી પ્રમાણ વ્રત લે છે, હવે તે દિશાઓમાં પોતે જાય તો વ્રતભંગ થાય પણ પોતે ત્યાં જાય નહિ અને બીજા પાસે તે સ્થાનેથી વસ્તુ મંગાવે પોતે મોકલે અથવા મોકલાવરાવે તો અતિચાર લાગે. જેણે અમુક દિશાની હદ બહારથી વસ્તુ મંગાવવી નહિ એવું પ્રત્યાખ્યાન કર્યું હોય તેને આમ મંગાવવાથી અતિચાર લાગે છે પણ બીજાને લાગતો નથી. પોતે જેટલી હદ રાખી હોય તેની પેલી બાજુ જે કંઈ પાપ વ્યાપાર થતો હોય તેનો સહેજ પણ દોષ પોતાને ન લાગે તે હેતુથી આવી પ્રતિજ્ઞા કરવામાં આવે છે-માટે વ્રતની મુદત દરમ્યાન તે દેશોમાં તેણે જવું નહિ એટલુંજ નહિ પણ તે દેશો સાથે કશો સંબંધ પણ આ વ્રતથી તે રાખી શકે નહિ અને રાખે તો અતિચાર લાગે

૪ એક દિશામાં ઘટાડો કરી તેનો વધારો બીજી દિશામાં ઉમેરવો તે ક્ષેત્રવૃદ્ધિ નામે ચોથો અતિચાર છે જેમકે પૂર્વ દિશામાં સો યોજન અને પશ્ચિમ દિશામાં સો યોજન સુધી જવાની પ્રતિજ્ઞા લીધી હોય તેમાં પૂર્વમાંથી દશ યોજન ઓછા કરી પશ્ચિમમાં દશ યોજન વધારે એટલે સોના એકસો દશ કરે તો અતિચાર લાગે છે વ્રત રાખવાની તેની બુદ્ધિ છે પણ વ્રતનો ભંગ થાય છે તેથી ભંગાભંગથી અતિચાર લાગે છે- વળી તેથી ઉલટો ફેરફાર પણ તે કરે તોપણ આ વ્રત ધારણ કરનારને અતિચાર લાગે છે

૫ ચિત્તભ્રમને લીધે અથવા પ્રમાદથી નીમેલી હદ કરતાં વધાર જવું તે સ્મૃતિના નાશ નામનો પાંચમો અતિચાર છે આ સંબંધમાં વૃદ્ધપરંપરાથી ચાલતો આવેલો નિયમ નીચે પ્રમાણે છે જેટલે ઉંચે જવાનું પ્રમાણ કર્યું હોય તેના કરતાં ઉંચે પર્વતના શિખર અથવા વૃક્ષ ઉપર વાંદરું અથવા પક્ષી કંઈ વસ્ત્ર આભરણ વગેરે લઈ ગયેલું

આ રીતે પાંચમા પરિગ્રહ અણુવ્રતના અતિચારોનું વર્ણન કરવામાં આવ્યું. માણસની આ દુનિયાના પદાર્થો ઉપરથી જેમ જેમ તેમ મૂર્છા ઉતરે તે હેતુથી આ વ્રતની શાસ્ત્રકારોએ પ્રરૂપણા કરી છે. દુનિયાના બધા પદાર્થો ઉપરથી એકદમ મોહ ઉતરી ન શકે તેટલા વાસ્તે અમુક પ્રમાણમાં ધન, ધાન્ય, રૂપું, સોનું, ઝવેરાત, ઘરવખરી, રાચરચીલું, ખેતર વગેરે હું રાખીશ એવી પ્રતિજ્ઞા શ્રાવક ગ્રહણ કરે છે અને તેટલું મળ્યેથી સંતોષ ધારણ કરે છે. આખી પૃથ્વીનું રાજ્ય મળે તોપણ માણસના લોભનો અંત આવશે નહીં. લોભી વધારે મેળવવાને તે લલચાય છે. પણ પરિગ્રહની મર્યાદા કરનાર, ધારેલા પ્રમાણમાં ધન વગેરે મળવાથી સંતુષ્ટ થાય છે. આ જમાનાના સમયમાં જેને આપણે મોજશોખની વસ્તુઓ ગણતા હતા, તે વસ્તુઓ હવે જરૂરની થઈ પડી છે, અને જરૂરીઆતો દિવસે દિવસે આપણી તૃષ્ણાઓના વધવા સાથે વધતી જાય છે. આ તૃષ્ણાઓનો—આ જમાનાના વૈભવોના પદાર્થોની કામનાઓનો—અંત ક્યારે આવશે તે સમજાતું નથી! તેને વાસ્તે પરિગ્રહની મર્યાદા એ ઉત્તમ સાધન છે, પણ તે સાથે આપણે જાણવું જોઈએ કે જેમ બને તેમ મૂર્છાનો ત્યાગ કરવો. જનક રાજા રાજ્યઋદ્ધિ છતાં અંતરના વૈરાગ્ય ભાવને લીધે જનક વિદેહી કહેવાતા, અને ફક્ત એક લંગોટી અને તુંબડું ધારણ કરનાર સંન્યાસી જે તેના ઉપર મમત્વ રાખે તો તે પરિગ્રહી છે. માટે અંતરથી અને બહારથી પરિગ્રહ ઉપરથી મમત્વ ઉતારવો, અને જે વધે તે સન્માર્ગે વાપરવું. એ જ આ ઉત્તમ અણુવ્રતનું રહસ્ય છે.

આ પ્રમાણે પાંચ અણુવ્રતનો વિચાર કર્યો. હવે ત્રણ ગુણવ્રતનો વિચાર કરીએ. તેમાં પ્રથમ ગુણવ્રત દિગ્વિરમણનું છે. તેના પાંચ અતિચાર નીચે પ્રમાણે છે.

ऊर्ध्वाधस्तिर्यग्व्यतिक्रमक्षेत्रवृद्धिस्मृत्यन्तराधानानि ॥

૧ ઉંચા ક્ષેત્રનો અતિક્રમ.
૨. નીચા ક્ષેત્રનો અતિક્રમ.
૩. તિર્યક્ (તિરછો) ક્ષેત્રનો અતિક્રમ.

વિચાર્યે તે ખાવાનું કામ કરવામાં આવ્યું હોય તો વ્રતભંગને બદલે અતિચાર લાગે.

૨ સચિત્ત એવા વૃક્ષને ગુંદર વગેરે અથવા પરિપક્વ ફળ વગેરે લાગેલા હોય, તેનું ભક્ષણ કરનારે જો સાવદ્ય આહારનું પ્રત્યાખ્યાન કર્યું હોય તો આ રીતે સાવદ્ય આહારના ભક્ષણથી વ્રત ભંગ થાય પણ અવિચારીપણાથી તે કામ કરે તો અતિચાર લાગે. અથવા ફળાદિકના અંદરના ભાગમાં રહેલા ઠળીયા વગેરે સચિત્ત બીજનો ત્યાગ કરીશ અને ઉપરનો બીજો ભાગ જે અચિત્ત છે તે ખાઇશ એવા વિચારથી ફળાદિકનું ભક્ષણ કરે તેને સચિત્ત સંબદ્ધ નામનો બીજો અતિચાર લાગે પણ વ્રતભંગ થાય નહિ

૩. વળી અપુ ઉષ્ણ અને અપુ શીત એટલે કંઈક સચિત્ત અને કંઈક અચિત્ત એવું જળ પીવાથી અથવા તત્કાળ દળેલા લોટમાં રહેલા ચીસા ધાન્યકણને લીધે સચિત્ત અચિત્ત લોટ વગેરેનું ભક્ષણ કરવાથી સમિશ્ર સચિત્ત અતિચાર લાગે આ પણ જો અણુવિચાર્યે ખાવા પીવામાં આવે તોજ અતિચાર લાગે નહિ તો વ્રત ભંગ થાય.

૪ અનેક જીવોના સંહારથી નિષ્પન્ન થયેલા તથા અનેક પ્રકારના ઉન્માદને ઉત્પન્ન કરનાર શરીરના કૈફને વધારનાર મદિરા તથા ભંગના પાનથી તથા કાળાતિક્રમ થયેલા અથાણા વગેરે પદાર્થો અજ્ઞપણાથી અણુવિચાર્યે ખાધાથી ચોથા અતિચાર લાગે છે દારૂપાન એક પ્રકારની ટેવકા જ પણ કરે છે તે એક જાતનું એવું વ્યસન છે કે તેને વશ થયેલા લાજ મર્યાદા બાંધવોનો સ્નેહ તથા ધનમાલ વગેરે કોઇ પણ વસ્તુની દરકાર રાખ્યા સિવાય તે શરીર તથા મનને નીચ બનાવનાર મદિરાપાન કરે છે તેના સબબથી બીજા અનેક પ્રકારના ખરાબ વ્યસનો તે માણસમાં આવે છે તે બાબત કેટલાકે ખુશીથી તોપણ મદિરાના અમલ નીચે આવેલાને, અફીણના બંધાણની પેઠે વખત થયે તે પીધા સિવાય ચાલતુંજ નથી. તે તે વખતે માણસને થોડી શક્તિ આપે છે પણ નિશો ઉતરતાં શરીરનું બળ પણ સાથે ચાલ્યું જાય છે તેના પીનારા કંઇ રોગોના ગુલામો બને છે, અને

હોય તો આ વ્રત લેનાર ત્યાં જઈ શકે નહિ. પણ તે વસ્તુ નીચે પડે, અથવા કોઈ લાવી આપે તો લેવામાં બાધ નથી. એજ રીતે કુવા વગેરે નીચા સ્થાનોને વિષે પણ વિચારી લેવું, અને તિર્યક્ પ્રમાણમાં પણ વૃદ્ધિ ન કરવી અને ક્ષેત્રવૃદ્ધિ પણ કરવી નહિ. પૂર્વ દિશામાં એટલી હદ સુધી પોતાને જવાનો નિયમ હતો ત્યાં સુધી તે ચાલી પહોંચ્યો, અને ત્યાંથી વસ્ત્રપાત્ર કરીયાણું વગેરે જે ખરીદ કરવાનું હતું તે ખરીદ્યું. હવે તેથી આગળ જવાથી વધારે સારાં વસ્ત્ર પાત્ર તથા કરીયાણું મળવાનો, અને તેથી વધારે લાભ મળવાનો સંભવ હોય, તો પશ્ચિમ દિશામાં જવાના યોજન પૂર્વમાં નાખી પૂર્વમાં આગળ વધે તો ક્ષેત્ર વૃદ્ધિ નામનો અતિચાર લાગે છે અને જો સ્મરણશક્તિ મંદ પડવાથી આમ થયું હોય તો યાદ આવે ત્યારે તરત પાછા ફરવું. પણ આગળ ચાલવું નહિ. બીજાને પણ આગળ મોકલવો નહિ અને કોઈ આજ્ઞા સિવાય આગળ ગયો હોય, અને તે જે કાંઈ લાવે તે આ વ્રત ધારીએ ગ્રહણ કરવું નહિ, અને પોતે ભૂલથી આગળ ગયો હોય તેમ તો આગળના સ્થળમાંથી કાંઈ પણ વસ્તુ ખરીદ કર્યા સિવાય પાછું ફરવું. આથી વિપરીત રીતે વર્તવાથી સ્મૃતિવિનાશ નામનો અતિચાર લાગે છે. આ રીતે પ્રથમ ગુણવ્રતને અતિચાર ન લાગે તેવી રીતે વર્તવું.

હવે ભોગોપભોગ નામના બીજા ગુણવ્રતનો વિચાર કરીએ. તેના અતિચાર નીચે પ્રમાણે છે

सचित्तसम्बद्धसम्मिश्राभिषवदुःपक्वाहारा इति ॥

૧. સચિત્ત.

૨ સચિત્ત સાથે સંબંધ ધરાવનાર.

૩. સચિત્ત સાથે મિશ્ર થયેલું

૪ અભિષવ, આસવ વગેરેના સંસર્ગવાળું

૫ અર્ધું કાચું અને અર્ધું પાકું

૧ સચિત્ત એટલે કંદમૂળ ફળ વગેરે. તે ન વાપરવાની પ્રતિજ્ઞા લીધી હોય છતાં તે વાપરવામાં આવે તો વ્રત ભંગ થાય પણ અજ્ઞ

ભાવાર્થ—પૂર્વ ભવમાં તથા આ ભવમાં કરેલા અશુભ કર્મના ઉદયથી જેની શારીરિક સ્થિતિ રોગગ્રસ્ત થઈ હોય અથવા જે નિર્ધન હોય અથવા જેની ધર્મ માર્ગમાં રૂચિ ન હોય તે સઘળા દુઃખી સમજવા. તેમના પર અનુકંપા કરવી. જેટલા જગતમાં દુઃખના પ્રકાર છે તેટલા દયા કરવાના પ્રકાર છે તો પણ તેના બે મુખ્ય પ્રકાર પાડી શકાય એક દ્રવ્યદયા અને બીજી ભાવદયા શરીર સંબંધી અથવા આર્થિક સંબંધી જે દુઃખ દૂર કરવું તે દ્રવ્યદયા અને સંસાર માર્ગમાં જે સન્માર્ગના અજ્ઞાનથી ભમતો હોય તેને સદ્બોધ આપી, સન્માર્ગે ચાલતો તે ભાવદયા સમજવી. પરોપકાર જેવો સદ્ગુણ આ જગતમાં બીજો એક પણ નથી. કહ્યું છે કે—

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः ॥
परोपकारः पुण्याय पापाय परपीडनं ॥ १ ॥
अन्योपकारकरणं धर्माय महीयसे च भवतीति ॥
अधिगतपरमार्थानामविवादो वादिनामत्र ॥ २ ॥

જે કરોડો ગ્રંથમાં કહેવાયું છે તે હું અર્ધા શ્લોકથી કહીશ. પરોપકાર પુણ્યને વાસ્તે અને પરપીડન (પારકાને પીડા કરવી) તે પાપને વાસ્તે છે પારકાને ઉપકાર કરવો એ મોટો ધર્મ છે પ્રકાર કે તત્વને અનુસાર વાદી પુરૂષોના એમાં બે મત નથી. અર્થાત્ પરો-પકાર એ મોટો ધર્મ છે તેને ભિન્ન ભિન્ન વિચારવાળા પુરૂષો પણ કબુલ કરે છે મોક્ષ મેળવવાનું ઉત્તમોત્તમ સાધન દાન અને પરોપકાર છે પરોપકારમાં નિસ્વાર્થ પ્રેમમાં સઘળા ગુણનો સમાવેશ થાય છે. પ્રથમ માનપ્રતિષ્ઠા સારૂ દાન આપે છે પછી પરભવના સુખની ઇચ્છા-થી આપે છે પછી અતિ પરદુઃખ દૂર કરવાની ઇચ્છા અને નિસ્વા-ર્થ અભિલાષથી દાન આપે છે આ રીતે ક્રમે ક્રમે વધતાં વધતાં પરો-પકાર દાન આપવાની બુદ્ધિ તે તેનો સ્વભાવ થઈ રહે છે. તીર્થંકરો-ને કરૂણાસાગર કૃપાનિધિ વગેરે વિશેષણો આપવા તેમના ઉત્તમ ગુણને દીપિત આપવામાં આવ્યા છે માટે આપણે પણ તેમના પગ-

કે પાણીને તે ફુલને ભીંજવવા બનતો પ્રયત્ન કરવો આ સંબંધમાં Voice of Silence નામના આધ્યાત્મિક ઉન્નતિના માર્ગદર્શક પુસ્તકમાં લખેલું છે કે

Let thy soul lend its ear to every cry of pain, like as the lotus bares its heart to drink the morning sun Let not the fierce sun dry one tear of pain before thyself hast wiped it off from the sufferer's eye. But let each burning human tear drop on thy heart and there remain nor ever brush it off until the pain that caused it is removed. These tears Oh thou of heart most merciful these are the streams that irrigate the fields of charity immortal It is on such soil that grows the midnight blossom of Buddha Arhat and other Great Ones. It is the seed of freedom from rebirth It isolates the Arhat both from strife and lust and it leads him unto peace and bliss known only by the spirit

જેવી રીતે પ્રાતઃકાળના સૂર્યનાં કિરણ ગ્રહણ કરવાને કમળ પોતાનું હૃદય ઉઘાડે છે તેવીજ દુઃખનો દરેક પોકાર સાંભળવાને તારા કાન ઉઘાડા રાખ. તે દુઃખી મનુષ્યની આંખમાંથી તું આંસુ ન લુછી નાંખે ત્યાં સુધી સૂર્યના પ્રચંડ કિરણોથી તે આંસુને સુકાવા દેવો નહિ. પણ મનુષ્યનું બળતું દરેક આંસુનું ટીપું તારા હૃદય ઉપર પડવા દેજે અને ત્યાં રહેવા દેજે અને જે કારણથી તે આંસુ પડ્યું તે કારણ તું દૂર ન કરી શકે ત્યાં સુધી તારા હૃદયપટપર પડેલા તે આંસુને ૫ોંછી નાખવો નહિ. હે અત્યંત દયાળુ હૃદયના માનવી આ આંસુના ઝરાથી શાશ્વત દયાનું ખેતર પોષાય છે અને આવી જગ્યા ઉપરજ બુદ્ધ, અર્હત્ અને બીજા મહાત્માઓ રૂ૫ી રાત્રિનું ફૂલ ખીલી નીકળે છે તે અર્હતને પુનર્જન્મના પાશમાંથી મુક્ત કરનાર બીજ છે. તેથી અર્હત્

ભગવાન ક્રોધ અને કામથી છુટા થાય છે અને તેજ બીજા લોકને કેવળ આત્માધીન અનુભવી શકાય તેવી શાંતિ અને આનંદના પાત્ર થતી હોઈ શકાય છે. ક્યાને પરોપકારની આ ઉચ્ચ ભાવના એકદમ આપણામાં પ્રાપ્ત ન કરી શકાય એ સ્વાભાવિક છે પણ તેને વાસ્તે હદ જે સ્થિતિમાં આપણે હોઈએ તે સ્થિતિમાંથી પ્રારંભ કરવો જોઈએ

**तथा लोकापवादभीरुतेति ॥**

**અર્થ**—લોકના અપવાદથી ડરતા રહેવું

**ભાવાર્થ**—સર્વ જનને આપણા ઉપર દ્વેષ થાય તેવું વર્તન ન કરવું. નિપુણ બુદ્ધિથી વિચાર કરી નિરંતર વર્તવું. લોકોમાં અપયશ મળે તેવું અધમ કામ ન કરવું. કારણકે તેથી પ્રતિષ્ઠા ઘટે છે તેટલુંજ નહિ પણ તે માણસમાં કંઇ સદ્‌ગુણ હોય તેનો લાભ તે બીજાને આપી શકતો નથી. જેમ સર્પ મણિવાળો હોય પણ તે કરડી લેવા સ્વભાવી હોય તેનો મણિ લેવા લલચાતું નથી તેમ જેને વિષે લોકોમાં ચાડું બોલાતું હોય, જેને વિષે લોકોનો હલકો અભિપ્રાય હોય તેવા માણસમાં બીજા ગુણ હોય તે ગુણનો લાભ બીજા કોઈ લઈ શકતા નથી. અને તે આપી શકતો નથી. માટે મર્યાદાઓનો વિચાર કરી યોગ્ય માર્ગે પ્રવર્તવું. લોકાપવાદ અપયશ મરણ કરતાં પણ અધિક છે. કહ્યું છે કે—

**वचनीयमेव मरणं भवति कुलीनस्य लोकमध्येऽस्मिन् ।**
**मरणं तु कालपरिणतिरियं जगतोऽपि सामान्या ॥ १ ॥**

**અર્થ**—આ લોકમાં કુળવાન પુરૂષોને કલંક—અપયશ તેજ મરણ છે અને કાળ આવે મરણ થાય તે તો સર્વ જનને સામાન્ય છે માટે હલકા કામમાં પ્રવૃત્તિ ન કરવી.

**तथा गुरुलाघवापेक्षणमिति.**

**અર્થ**—ગુરૂ લાઘવનો વિચાર કરવો

**ભાવાર્થ**—થોડા લાભને આપનાર પણ લાઘવકારક કહેવાય. અને વધારે લાભને આપનાર પણ ગૌરવ કહેવાય. ધર્મ અર્થ અને

પણ શરીરનો તદ્દન અનાદર કરતા ન હતા; અને તેથી ધાર્મિક અને માનસિક ઉન્નતિની સાથે તેઓનાં શરીર પણ સુગઢ હતાં. તેઓ સારી રીતે સમજતા હતા કે —

धर्मार्थकाममोक्षाणां शरीरं कारणं यतः ॥
अतो यत्नेन तद्रक्ष्यं यथोक्तैर्ऋतुवर्तनै ॥ १ ॥

અર્થ-ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સાધન શરીર છે માટે ઉપર જણાવેલા શરીરને સુખકારી વર્તનથી શરીરનું રક્ષણ કરવું જોઇએ.

જેઓની શારીરિક સ્થિતિ હાલમાં નહુજ ખબરદારીમાં આવી પડી છે જેમ સુખાકૃતિ અને શરીર ઉપર તંદુરસ્તીનું નુર ભાગ્યેજ જોવામાં આવે છે જ્યાં જોઇએ ત્યાં માંદગી અને શારીરિક નિર્બળતા નજરે પડે છે સ્થિતિ ઘણી શોચનીય છે હાલની હિંદુસ્તાનના લોકોની શારીરિક સ્થિતિના સંબંધમાં જે વિચારો એક મીસ્તરનો [ ] જેમ. એ લખે છે તે કાંઈ પણ ફેરફાર કર્યા વિના વાંચનારને વાંચવા ધરી શકે તે લખે છે કે —

In the past they reached very high on the ladder of intellectual and spiritual progress. The desire for intellectual and spiritual progress became very keen. National physique was neglected. They were dragged down from their height and now we see the sorry spectacle of a nation with large capacities for intellectual and spiritual life but with no nerve to take up either with any hope of success. What a sorry spectacle this a nation of weaklings with high aspirations but with no power to take up work earnestly and persistently. The weakness of the Hindus is due to his fall from the heights of the past due to the neglect of the laws of the lower planes of life.

કરવી એટલે ભગવાનની ફુલ ધૂપ, વગેરેથી તેમજ સ્તોત્રો એટલે દ્રવ્યથી અને ભાવથી પૂજા કરવી; તેમજ અભયદાન વગેરે સાધુને દાન આપવું, તથા પોત ની શક્તિ પ્રમાણે દુઃખથી રીબાતા સાધર્મિક બાંધવોને જેવા કે પોતાની શક્તિ અનુસાર હોય તો એક અનાથને પણ ભોજન આપવું. આટલું કામ કર્યા પછી પોતે ભોજન લેવું શાસ્ત્રમાં અન્ય સ્થળે કહેલું છે—

जिणपूओचियदाणं परियणसमालणा उचियकिच्चं ॥
ठाणुववेसो य तहा पच्चक्खाणस्स समरणम् ॥ १ ॥

અર્થ —જિન પૂજા કરવી, નિર્દોષ દાન આપવું પરિજનની સંભાળ રાખવી, પોતાને ઉચિત કામ કરવું પોતાને યોગ્ય સ્થાને બેસવું, તથા કરેલું પચ્ચખાણ સંભારી જવું

तथा तदन्वेव प्रत्याख्यानक्रियेति ॥

અર્થ —તે પછી પણ પ્રત્યાખ્યાન કરવું

ભાવાર્થ —ભોજન કરી રહ્યા પછી પણ શાસ્ત્રની મર્યાદાએ પ્રત્યાખ્યાન કરે અશન, પાન ખાદિમ, અને સ્વાદિમ એ ચાર પ્રકારના આહાર છે તેમાંથી કોઈ બે પ્રકારના આહારનો ત્યાગ કરે, કોઈ ત્રણ પ્રકારના આહારનો ત્યાગ કરે અને કોઈ ચાર પ્રકારના આહારનો ત્યાગ કરે. એ રીતે પોતાની શક્તિ મુજબ દરેક પ્રત્યાખ્યાન કરવું

तथा शरीरस्थितौ प्रयत्नश्चेति ॥

અર્થઃ—વળી શરીરની સ્થિતિના સંબંધમાં પ્રયત્ન કરવો.

ભાવાર્થ —પછી શરીરની સ્થિતિના સંબંધમાં વિચાર કરે એટલે શરીર જેથી મજબુત અને નિરોગી રહે પોતાનું કામ કરવાને સમર્થ સાધન થાય, અને ધર્મ કામમાં તથા જ્ઞાન પ્રાપ્તિના કાર્યમાં વિઘ્નરૂપ ન થાય તેવું શરીર રાખવાને વાસ્તે જે યોગ્ય ઉપાયો હોય તેનો આશ્રય લે. શરીરને તેલ ચોળાવવું, શરીરની ચંપી કરાવવી, અને પછી સ્નાન કરવું વગેરે ઉપાયો શરીર રક્ષણ અર્થે કરે. પ્રાચીન સમયમાં લોકો ધર્મને મુખ્ય ગણતા, અને જ્ઞાન મેળવવા બુદ્ધિ વાપરતા

પણ શરીરનો તદ્દન અનાદર કરતા ન હતા; અને તેથી ધાર્મિક અને માનસિક ઉન્નતિની સાથે તેઓનાં શરીર પણ સુદૃઢ હતાં. તેઓ સારી રીતે સમજતા હતા કે —

**धर्मार्थकाममोक्षाणां शरीरं कारणं यतः ॥**

**ततो यत्नेन तद्रक्ष्यं यथोक्तैरनुवर्तनै ॥ १ ॥**

અર્થ - ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સાધન શરીર છે માટે ઉપર જણાવેલા શરીરને સુખકારી વર્તનથી શરીરનું રક્ષણ કરવું જોઈએ.

બ્હેનોની શારીરિક સ્થિતિ હાલમાં નજીવા અપમાનમાં આવી પડી છે. સભ્ય મુખાકૃતિ અને શરીર ઉપર તંદુરસ્તીનું નૂર ભાગ્યેજ જોવામાં આવે છે. જ્યાં જોઈએ ત્યાં માંદગી અને શારીરિક નિર્બળતા નજરે પડે છે. સ્થિતિ ઘણી શોચનીય છે. હાલની હિંદુસ્તાનના લોકોની શારીરિક સ્થિતિના સબંધમાં જે વિચારો [illegible] મીરતનો [illegible] એમ જ લખે છે તે કોઈ પણ શબ્દ ફેરવ્યા વિના બ્હેનોને લાગુ પડી શકે તે નીચે છે કે —

In the past they reached very high on the ladder of intellectual and spiritual progress. The desire for intellectual and spiritual progress became very keen. National physique was neglected. They *were dragged down from their heights and now* we see the sorry spectacle of a nation with large capacities for intellectual and spiritual life but with no nerve to take up either with any hope of success. What a sorry spectacle this a nation of weaklings with high aspirations, but with no power to take up work earnestly and persistently. *The weakness of the Hindus is due to his fall* from the heights of the past due to the neglect *of the laws of the lower planes of life.*

ભૂતકાળમાં હિંદવાસીઓ માનસિક અને આધ્યાત્મિક ની સ્થિતીના ઉચ્ચ પગથીઆપર ચઢ્યા હતા. માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિની ઇચ્છા બહુજ તીવ્ર થઈ અને તેથી મનુષ્યના શરીર તરફ તેઓ દુર્લક્ષ કર્યું તેથી પોતાની ઉચ્ચાઈથી નીચે પડ્યા અને તેથી કરીને ધાર્મિક અને માનસિક જીવનને વાસ્તે મોટી શક્તિવાળી પ્રજા આપણી નજરે પડે છે પણ તે તેઓથી એક પણ માર્ગમાં ફતેહ મળે તે વાસ્તે જોઈતું શરીરબળ તે પ્રજામાં દ્રષ્ટિગોચર થતું નથી. ઉંચી અભિલાષાઓ હોવા છતાં તે તૃપ્ત કરવાને જાતથી અને એક ચિત્તથી કામ કરવાની શક્તિ ન હોય તેવા નિર્બળ મનુષ્યોની બનેલી પ્રજા કોઈ કોનુ હિતગીર ન થાય ! આ સ્થૂળ ગુણના અભાવ ઓની બેદરકારીથી હિંદવાસીઓ પોતાની ઉચ્ચ સ્થિતિમાં નીચે આવ્યા છે અને નિર્બળ બન્યા છે. આથી જૈનોની શારીરિક સ્થિતિ ઘણે ભાગે ઘટેલી છે તેનાં મુખ્ય ત્રણ કારણો નીચે પ્રમાણે છે બાળલગ્ન, શારીરિક કેળવણી (કસરત)વગેરેનો અભાવ અને આરોગ્યવિદ્યા અને શરીરના બંધારણ સંબંધીના નિયમોનું અજ્ઞાન. આ ત્રણ વિષયો ઉપર સવિસ્તર વર્ણન કરવાથી ગ્રંથ ગૌરવ થાય માટે તે સુજ્ઞવાંચકોને જ આગળ વધારીશું ને જૈનોએ ખરેખર પુરુષાર્થ પ્રાપ્ત કરવું હોય તો બાળલગ્ન બંધ કરવાની પ્રથમ જરૂર છે તે સાથે દરેક જૈને કસરત કરવી જોઈએ, અને બીજા વ્યવહારિક વિષયોની સાથે આરોગ્યવિદ્યાના અને શરીર બંધારણના નિયમો સંબંધી જ્ઞાન નિશાળમાં તેમને મળે તેવી ગોઠવણ થવી જોઈએ આમ થશે ત્યારેજ જૈનો ખરેખરા શૂરવીર નીવડશે, અને કર્મ શત્રુને જીતનાર જીનનું પણ નામ સંપાદન કરશે માટે શરીર તરફ બહુજ લક્ષ આપવાની જરૂર છે

तथा तदुपस्कार्यचिन्तेति ॥

અર્થઃ—(શરીર સ્થિતિની અર્થે) ભવિ મહાત્મા કરવાના કાર્યો સંબંધી વિચાર કરવો.

ભાવાર્થ—શરીરના નિભાવ અર્થે અન્નપાનની જરૂર છે તે સઘળું ક્યાંથી મળી શકે તો ક્યાં કેવી રીતે મળે તે સંબંધિ વિચાર

સર્વે સુખી થાઓ, સર્વે રોગરહિત થાઓ, સર્વે કલ્યાણને પામો અને કોઈ પણ પ્રાણી પાપ કર્મ કરો નહિ. અથવા બૃહચ્છાંતિમાં કહ્યા પ્રમાણે—

शिवमस्तु सर्व जगतः परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं सर्वत्र सुखिनो भवन्तु लोकाः ॥१॥

સર્વ જગતનું કલ્યાણ થાઓ, પ્રાણીનો સમૂહ પરહિતમાં ઉ તથા તલ્લીન થાઓ, સર્વે દોષો નાશ પામો અને સર્વત્ર લોક સુખી થાઓ. આ રીતે નિરંતર ઉચ્ચ ભાવનાઓ ભાવવી અને તેને આચરણમાં અનુસરવાને યથાશક્તિ યથામતિ પ્રયત્ન કરવો.

तथा शिष्टचरितप्रशंसनमिति ॥

અર્થ—વળી શિષ્ટ પુરુષોના ચરિત્રનું શ્રવણ કરે.

ભાવાર્થ—પ્રથમ અધ્યાયમાં શિષ્ટાચાર પ્રશંસનમ્ એ સૂત્રમાં શિષ્ટ પુરુષોનો કેવો આચાર હોવો જોઈએ તેનું સવિસ્તર વર્ણન કરેલું છે. તેવા ગુણવાળા પુરુષોના ચરિત્રો નિત્ય સાંભળવા. મહાન પુરુષોના જીવનચરિત્રપરથી જે બોધ મળે છે તે કોઈએ નોવેલો અથવા રસિક પુસ્તકો વાંચવાથી મળી શકતો નથી. તેવાં જીવનચરિત્રો વાંચવાથી જે તે મહાન્ પુરુષપર ભક્તિ જાગ્રત થાય, અને તેમનાં અલૌકિક ગુણોમાંથી એકાદ ગુણ પુરેપુરી રીતે પ્રાપ્ત કરવા આપણામાં દઢ અભિલાષા ઉત્પન્ન થાય તો આપણી ઉન્નતી બરોબરી સાધક નીવડે. ચરિત્રો અને મહા કૃતિઓ વાંચવાથી, તેઓનાં કૃત્યો ચાલનો અને ઉત્તમ ગુણનો કંઈક ખ્યાલ આપણને આવે છે અને આપણે આત્મનિરીક્ષણ કરતાં શીખીએ છીએ. પોતાનામાં ક્યા દુર્ગુણો તથા સદ્‌ગુણો છે તે આ રીતે આપણે સહજ જોઈ શકીએ છીએ. માટે મહાન પુરુષોના ચરિત્રો અનુસરણ કરવા લાયક દૃષ્ટાંત તેમજ આપણી સ્થિતિનું ભાન કરાવનાર માનસિક દર્પણ છે.

तथा सांध्यविधिपालनेति ॥

અર્થ—વળી સંધ્યાકાળનો જે વિધિ તેનું પાલન કરે.

સર્વે સુખી થાઓ. સર્વે રોગરહિત થાઓ, સર્વે કલ્યાણને પામો અને કોઈ પણ પ્રાણી પાપ કર્મ કરો નહિ. અથવા બૃહચ્છાંતિમાં કહ્યા પ્રમાણે.—

शिवमस्तु सर्व जगतः परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाश सर्वत्र सुखिनो भवन्तु लोकाः ॥१॥

સર્વ જગતનું કલ્યાણ થાઓ. પ્રાણીઓનો સમૂહ પરહિતમાં તલ્લીન થાઓ. સર્વે દોષો નાશ પામો અને સર્વત્ર લોકો સુખી થાઓ. આ રીતે નિરંતર ઉત્તમ ભાવનાઓ ભાવવી, અને તેને વ્યવહારમાં અનુસરવાને યથાશક્તિ યથામતિ પ્રયત્ન કરવો.

तथा शिष्टचरितश्रवणमिति ॥

અર્થ—વળી શિષ્ટ પુરુષોના ચરિત્રનું શ્રવણ કરે.

ભાવાર્થ—પ્રથમ અધ્યાયમાં શિષ્ટાચાર પ્રશંસનમ્ એ સૂત્રમાં શિષ્ટ પુરુષોનો કેવો આચાર હોય છે તેનું સવિસ્તર વર્ણન કરેલું છે. તેવા ગુણવાળા પુરુષોના ચરિત્રો નિત્ય સાંભળવા. મહાન્ પુરુષોના જીવનચરિત્રમાંથી જે બોધ મળે છે તે કોઈપણ નોવેલો અથવા રસિક પુસ્તકો વાંચવાથી મળી શકતો નથી. તેવા જીવનચરિત્રો વાંચવાથી જે તે મહાન્ પુરુષ પર ભક્તિ જાગૃત થાય અને તેમનાં અલૌકિક ગુણોમાંથી એમાંના ગુણ ગુરુકુળી રીતે પ્રાપ્ત કરવા આપણામાં દૃઢ અભિલાષા ઉત્પન્ન થાય તો આપણી ઉન્નતી ચારેબાજુ સારી નીવડે. ચરિત્રો અને ચરિત્ર કૃત્યો વાંચવાથી, તેઓના દુર્ગુણો જાણવાનો અને ઉત્તમ ગુણોનો કોઈક ખ્યાલ આપણને આવે છે અને આપણે આત્મનિરીક્ષણ કરતા શીખીએ છીએ. પોતાનામાં ક્યા દુર્ગુણો તથા સદ્ગુણો છે તે આ રીતે આપણે સહજ જોઈ શકીએ છીએ. માટે મહાન્ પુરુષોનાં ચરિત્રો અનુકરણ કરવા લાયક દૃષ્ટાંત તેમજ આપણી સ્થિતિનું ભાન કરાવનાર માનસિક દર્પણ છે.

तथा सांध्यविधिपालनमिति ॥

અર્થ—પછી સંધ્યાકાળનો જે વિધિ તેનું પાલન કરે.

ભાવાર્થ—સંધ્યાકાળે કરવા યોગ્ય જે અનુષ્ઠાન તે કરવાને તત્પર રહે દિવસનો આઠમો ભાગ એટલે આશરે ચાર ઘડી બાકી રહે એટલે ભોજન વગેરે કરી કોઈ સાંજને યોગ્ય જે ક્રિયા કરવા ની હોય તેને વાસ્તે શ્રાવકે તત્પર થવું જોઈએ

यथोचितं तत्प्रतिपत्तिरिति ॥

અર્થ —યથાયોગ્ય તે વિધિ અંગીકાર કરવો.

ભાવાર્થ —પોતાનું જેટલું સામર્થ્ય હોય અને પોતાનો જેવો ભાવ વર્તતો હોય તે રચિત તથા તે ભાવ ધ્યાનમાં લેઈ સંધ્યાકા ળની વિધિ અંગીકાર કરે; હવે સંધ્યા વિધિ કેવા પ્રકારની છે તે સાથેપ્રકરણ જણાવે છે

पूजापुरस्सरं चैत्यादिवन्दनमिति ॥

અર્થ —પૂજા સહિત ચૈત્ય વગેરે વંદન કરવું

ભાવાર્થ—સંધ્યાકાળને યોગ્ય જે પૂજા તે કર્યા પછી ચૈત્ય વંદન કરવું, અને આદિ શબ્દથી યતિનું વંદન કરવું અને માતપિ તાને વંદન કરવું

तथा साधुविश्रामणा क्रियेति ॥

અર્થ.—વળી સાધુને વિશ્રામ મળે તેવી ક્રિયા ક[illegible]

ભાવાર્થ—મોક્ષ પ્રાપ્ત કરવાનું યોગ્ય સાધન જે યોગ ત યોગક્રિયાને આચરનારા, તેમજ સ્વાધ્યાય ધ્યાન વગેરેમાં મન તલ્લીન કરવાથી થાકી ગયેલા સાધુઓની તેમની સેવા કરનાર સાધુઓના અભાવમાં સેવા કરી વિશ્રામ પમાડવા. સાધુ પુરુષ યોગ માર્ગમાં પ્રવૃત્ત થવાથી, અથવા સેવા કાર્યમાં તલ્લીન અથવા ધ્યાનમાં મગ્ન થવાથી થાકી ગયા હોય તો શ્રાવકે તેમની [illegible] કરી તેમને વિશ્રામ આપવો એટલે તેમનો થાક [illegible] થી [illegible] તેમના શરીરની સેવા કરવી

तथा योगाभ्यास इति ॥

અર્થ.—વળી યોગનો અભ્યાસ કરવો.

ભાવાર્થ —યોગનો અભ્યાસ કરવો [illegible]

કે योगभित्तगुप्तिनिरोधः चित्तनी वृत्तिनो [illegible]

જે વસ્તુના સંબંધમાં ઇન્દ્રિયો આવે છે તે તે વસ્તુઓની છાપ તેઓ ચિત્ત ઉપર પાડે છે તેથી ચિત્તની વૃત્તિઓ તે તે વસ્તુ પ્રતિ દોરાય છે વળી ઇંદ્રિયોને વશ કરીને માણસ બેસે તો પણ પૂર્વે કરેલા વિચારોના તરંગો ચિત્તને ડોલાયમાન કરે છે અને તેથી ઘણે ભાગે ચિત્તમાં નવા નવા સંકલ્પવિકલ્પો ઉત્પન્ન કરે છે એક ક્ષણ-ભર પણ ચિત્ત સ્થિર રહેતું નથી, તેવા ચિત્તને અભ્યાસ અને વૈરાગ્યથી સ્થિર કરવા પ્રયત્ન કરવો, અને આમ તેમ ભટકતા મનને એક વસ્તુ અથવા એક તત્વ ઉપર સ્થિર કરવું તે એકાગ્રતા કહેવાય છે, અને તે એકાગ્રતાથી ચિત્ત તથા તે વસ્તુ અથવા તત્વનો યોગ—સંયોગ થાય છે આવા યોગના ટીકાકાર બે ભાગ પાડે છે એક સાલંબન યોગ અને બીજો નિરાલંબન યોગ. કોઈ પણ પદાર્થની સ્થૂલ અથવા માનસિક મૂર્તિ ઉપર ચિત્તને એકાગ્ર કરવું તે સાલંબન યોગ કહેવાય અને કોઈ પણ તત્વ અથવા નિરાકાર પદાર્થનું ધ્યાન કરવું તે નિરાલંબન યોગ કહેવાય. કહ્યું છે કે—

सालम्बनो निरालम्बनश्च योगः परो द्विधा ज्ञेयः ॥
जिनरूपध्यानं खल्वाद्यस्तत्त्वगतस्त्वपरः ॥ १ ॥

ટીકાર્થ—યોગના સાલંબન અને નિરાલંબન એવા બે ભાગ જાણવા. જિનની પ્રતિમા અથવા સમોવસરણ સમયે બેઠેલા અર્હન્ ભગવાનના સ્વરૂપનું ધ્યાન તે સાલંબન યોગ, અને તત્વને લગતું ધ્યાન તે નિરાલંબન યોગ સમજવો. નિરાલંબન યોગ સહજ પ્રાપ્ત થાય નહિ, માટે તેના પ્રથમ પગથીયા રૂપી સાલંબન ધ્યાન કરવું એમ હિતકારી છે એટલે ભગવાનની મૂર્તિનું ધ્યાન કરવું.

तथा नमस्कारादिचिन्तनमिति ॥

અર્થ—નમસ્કાર વગેરેનું ચિન્તન કરવું

ભાવાર્થ—નમસ્કાર એટલે નવકારમાં કહેલા પંચ પરમેષ્ઠિનું ચિંતન કરવું તેમજ આદિ શબ્દથી સ્વાધ્યાય એટલે પોતાને અભ્યાસ કરવાના જ્ઞાનના ગ્રન્થોનું ચિંતન કરવું.

तथा प्रशस्तभावक्रियेति ॥

અર્થ—વખાણવા લાયક અંતઃકરણ કરવું

यौवन नगनदास्रवोपम शारदाम्बुदविलासि जीवितम् ॥
स्वप्नलब्धधनविभ्रमं धनं स्थावरं किमपि नास्ति तत्त्वतः॥१॥
विग्रहा गदभुजङ्गमालयाः संगमा विगमदोषदूषिता
संपदोऽपि विपदा कटाक्षिता नास्ति किंचिदनुपद्रवं स्फुटम्॥२॥

પર્વત ઉપરથી વહેતી મોટી નદીઓના પ્રવાહ જેવું અતિ ચંચળ યૌવન છે, એટલે પ્રવાહમાં પાણી એક જગ્યાએ સ્થિર રહેતું નથી, પણ એક ક્ષણમાં ઘણું દૂર નીચે માલૂમ પડે છે તેમ યૌવન પણ અસ્થિર અને ચપળ છે શરદ ઋતુમાં દેખાતા વાદળાંના વિલાસ જેવું જીવતર છે વાદળાં ક્ષણમાં દેખાય છે અને બીજી ક્ષણે અદ્રશ્ય થઈ જાય છે તેમ મનુષ્યનું જીવતર એક ક્ષણમાં હતું નહતું થઈ જાય છે એટલું ચંચળ છે સ્વપ્નમાં મળેલા ધન બરાબર આ ધન છે સ્વપ્નામાં જોયેલું ધન જાગ્યા પછી દેખાતું નથી તેમ ધન પણ અચાનક જતું રહેતાં વિલંબ કરતું નથી. માટે તત્ત્વથી એટલે પરમાર્થ દૃષ્ટિથી વિચારીએ તો આ સંસારમાં કોઈ વસ્તુ સ્થાયી નથી, કિંતુ સર્વે પદાર્થો અસ્થિર, ચપળ અને ક્ષણભંગુર છે

શરીરો રોગ રૂપ સર્પોને રહેવાના સ્થાન છે સંયોગો વિયોગરૂપ દોષથી દૂષિત છે સંપત્તિ તરફ વિપત્તિ કટાક્ષ દૃષ્ટિથી જુએ છે તેથી આ સંસારમાં ઉપદ્રવ રહિત કોઈ પણ નથી. વળી ભર્તૃહરિ કહે છે કે—

ભોગમાં રોગનો ભય છે કુળમાં તે નાશ પામવાનો ભય છે ધનમાં રાજાનો ભય છે મૌન રહેવામાં દીનતાનો ભય છે બળમાં શત્રુનો ભય છે રૂપમાં વૃદ્ધાવસ્થાનો ભય છે શાસ્ત્રમાં વાદનો ભય છે ગુણમાં દુષ્ટ પુરુષનો ભય છે શરીરમાં યમદેવનો ભય છે સર્વ વસ્તુઓમાં ભય રહેલો છે, આ જગતમાં વૈરાગ્ય એજ અભયનું કારણ છે આ રીતે સંસાર સ્વરૂપનો વિચાર કરવો.

वस्तु वर्णेर्ष्यमावनेसि ॥

**અર્થ** —પાંચમે સંસાર નિઃસાર છે એમ ચિંતવવું

પાલવાય કરે છે માટે પોતાનું હિત જેથી થાય તેવા ઉપાય વિચારવા અને તે ઉપાયોને અમલમાં મુકવા ઉદ્યમ કરવો.

तथा अपवर्गालोचनमिति ॥

**અર્થ** —વળી મોક્ષનો વિચાર કરે.

**ભાવાર્થ** —સંસારની અનિત્યતા અને અસારતા આપણે પ્રથમ વિચારી ગયા; પણ ઉચ્ચવસ્તુ તરફ લક્ષ ગયા સિવાય હલકી વસ્તુનો ત્યાગ થઇ શકે નહિ માટે મોક્ષરૂપ ઉચ્ચપદનો વિચાર કરવો કે જેથી સંસાર તરફ ખરો વૈરાગ્યભાવ ઉત્પન્ન થાય. મોક્ષમાં સર્વ સુખો છે અનંત સુખ છે અને અનંત આનંદ છે અનંત જ્ઞાન છે માટે તે મોક્ષ મેળવવા યોગ્ય છે તેવી ભાવના કરવી કહ્યું છે કે —

प्राप्ताः श्रियः सकलकामदुघास्ततः किम् ।
दत्तं पदं शिरसि विद्विषतां ततः किम् ॥
संपूरिताः प्रणयिनो विभवैस्ततः किम् ।
कल्पं स्थितं तनुभृतां तनुभिस्ततः किम् ॥ १ ॥
तस्मादनन्तमजरं परमं महाप्रकाशम् ।
तच्चिन्तय किमेभिरसद्विकल्पैः ॥
यस्यानुषङ्गिण इमं भुवनाधिपत्य ।
भोगादयः कृपणजन्तुमतो भवन्ति ॥ २ ॥

સકળ ઇચ્છિત પદાર્થને આપનાર લક્ષ્મી મળી તોપણ શું થયું! શત્રુઓના માથાપર પગ મુક્યો તોપણ શું થયું! વૈભવ વડે સ્નેહી પુરુષોને સંતોષ આપ્યો તોપણ શું થયું! વળી કલ્પાન્તકાળ સુધી માણસોનું શરીર ટકી રહ્યું તો પણ શું થયું! આ સર્વ મળ્યું હોય પણ જો શાશ્વત સુખને આપનારી મુક્તદશા પ્રાપ્ત ન થઇ તો આ સર્વ મળ્યું તે ન મળ્યા બરાબર સમજવું, કારણ કે આ વસ્તુઓથી ઉત્પન્ન થતું સુખ નાશવંત અને દુઃખમિશ્રિત છે. જેને પામર જનો બહુજ મહત્વની માને છે એવી ચક્રવર્તિપણાની અથવા દેવેન્દ્રપણાની

અભ્યાસ કરે છે માટે પોતાનું ચિત્ત એવી થાય તેવા ઉપાય વિચારવા અને તે ઉપાયોને અમલમાં મુકવા ઉદ્યમ કરવો.

तथा अपवर्गालोचनमिति ॥

અર્થ —પછી મોક્ષનો વિચાર કરે

ભાવાર્થ:—સંસારની અનિત્યતા અને અસારતા આપણે પ્રથમ વિચારી ગયા પણ ઉત્તમવસ્તુ તરફ લક્ષ ગયા વિના હલકી વસ્તુનો ત્યાગ થઇ શકે નહિ માટે મોક્ષરૂપ ઉત્તમપદનો વિચાર કરવો કે જેથી સંસાર તરફ ખરો વૈરાગ્યભાવ ઉત્પન્ન થાય. મોક્ષમાં સર્વ સુખો છે અનંત સુખ છે અને અનંત આનંદ છે અનંત જ્ઞાન છે માટે તે મોક્ષ મેળવવા યોગ્ય છે તેવી ભાવના કરવી. કહ્યું છે કે —

प्राप्ताः श्रियः सकलकामदुघास्ततः किम् ।
दत्तं पदं शिरसि विद्विषतां ततः किम् ॥
सम्पूरिता प्रणयिनो विभवैस्ततः किम् ।
कल्पं स्थितं तनुभृतां तनुभिस्ततः किम् ॥ १ ॥
तस्मादनन्तमजरं परम महापम् ।
तद्ब्रह्म चिन्तय किमेभिरसद्विकल्पैः ॥
यस्यानुषङ्गिण इमे भुवनाधिपत्य ।
भोगादयः कृपणजन्तुमतो भवन्ति ॥ २ ॥

સકલ ઇચ્છિત પદાર્થને આપનાર લક્ષ્મી મળી તોપણ શું થયું? શત્રુઓના માથાપર પગ મુક્યો તોપણ શું થયું? વૈભવ વડે સ્નેહી પુરૂષોને સંતોષ આપ્યો તોપણ શું થયું? વળી કલ્પાન્તકાળ સુધી પ્રાણીઓનું શરીર ટકી રહ્યું તો પણ શું થયું? આ સર્વ મળ્યું હોય પણ જો શાશ્વત સુખને આપનારી મુક્તિ પ્રાપ્ત ન થઇ તો આ સર્વ મળ્યું તે ન મળ્યા બરાબર સમજવું કારણ કે આ વસ્તુઓથી ઉત્પન્ન થતું સુખ નાશવંત અને દુઃખમિશ્રિત છે. જેને પામર લોકો મહુજ મહત્વની માને છે એવી સાર્વભૌમપણાની, અથવા દેવેન્દ્રપણાની

સૂત્રકૃતાંગ શાસ્ત્રમાં કહ્યું છે તેમ એક વાક્યમાં સમાવી શકે અને તે વાક્ય એ છે કે મનુષ્ય કોઇ પણ જીવતા પ્રાણીને હેરાન નહિ કરવાથી અત્યંત શાંતિરૂપ નિર્વાણ પ્રાપ્ત કરી શકે છે; શાંતિ–પ્રેમ, મનુષ્ય અને મનુષ્ય વચ્ચે પ્રેમ, મનુષ્ય અને પ્રાણી વચ્ચે પ્રેમ, સઘળે ઠેકાણે અને સર્વ વસ્તુઓમાં પ્રેમ, જેમાં પ્રાણ છે તે સર્વની ભ્રાતૃતા–આવી જૈનોની ઉચ્ચ ભાવના (ideal) છે; અને તે અનુભવવાને પ્રયત્ન કરે છે"

ભાવના પાશ્ચાત્ય માનસિકશાસ્ત્ર જ્ઞાનીઓ જેવી રીતે દરેક મનની વૃત્તિના વિભાગ પાડે છે તેજ પ્રમાણે આપણા પ્રાચીન આચાર્યોએ પ્રેમની વૃત્તિના યથાર્થ વિભાગ પાડેલા છે પ્રેમ એજ મોક્ષ મેળવવાનો ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે આ પ્રેમના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે ઉચ્ચ પુરૂષો પ્રતિ પ્રેમ સમાન પુરૂષો પ્રતિ પ્રેમ, અને આપણાથી ઉતરતા પુરૂષો પ્રતિ પ્રેમ, આપણાથી ઉચ્ચ પુરૂષો પ્રતિના પ્રેમને પ્રમોદ ભાવના કહે છે આપણા સમાન પુરૂષો તરફના પ્રેમને મૈત્રી ભાવના કહે છે અને આપણાથી હલકા દરજ્જાના પુરૂષો ઉપરના પ્રેમને કારૂણ્ય ભાવના કહે છે ચોથી ભાવના માધ્યસ્થ અથવા ઉપેક્ષા છે

જેવી ભાવના તેવા વિચારો, અને જેવા વિચારો તેવાં કાર્યો, માટે ભાવનાઓ ઉત્તમ રાખવી આ ઉપર જણાવેલી ચારે ભાવનાનું યથાર્થ સ્વરૂપ સમજી તેમને હૃદયની સાથે તન્મય બનાવવી જોઇએ. અને આપણા સંબંધમાં આવતા મનુષ્યો તથા પ્રાણીવર્ગ સાથેના આ પણા વર્તનમાં તે ચાર ભાવમાંથી એક અથવા બીજી પ્રમાણે આપણું સર્વ ઘટે છે આ ભાવનાઓ જેના હૃદયમાં નિરંતર વાસ કરી રહેલી છે તે મનુષ્યમાંથી દ્વેષ સર્વથા નાશ પામે છે, અને દ્વેષની સાથે દ્વેષને લગતા સર્વ દુર્ગુણો પણ સ્વયમેવ વિલય થાય છે.

પ્રથમ પ્રમોદ ભાવના પ્રમોદ એટલે આનંદ જ્ઞાનમાં ગુણમાં વિદ્યામાં કલામાં અથવા અન્ય કોઈ વિષયમાં કોઈ પણ મનુષ્યને આ-પણા કરતાં આગળ વધેલો જોઈ અથવા વધારે નિપુણ જોઈ આપણા હૃદયમાં આનંદ થવો જોઇએ, પણ ઇર્ષ્યાને સ્થાન આપવું નહિ.

આચારમાં મુકવા પ્રયત્ન કરવા. રાત્રિએ વિચાર કરવો કે કેટલે અંશે તે ગુણ મારાથી આજના દિવસમાં અમલમાં મુકાયો છે અને કેટલે અંશે તે ગુણ પ્રમાણે વર્તવામાં ખામી આવી છે ફરીથી ખામી ન આવે તેને માટે દૃઢ નિશ્ચય કરો. વળી બીજે દિવસે પ્રાતઃકાળે તેજ ગુણ ઉપર મનન કરો. અને રાત્રિના સમયમાં આખા દિવસનો કાર્યક્રમ તપાસી જવો. આવી રીતે એક બે માસમાં તે ગુણ ખીલશે, પછી બીજો ગુણ ખીલવા પ્રયત્ન કરવો. વળી ગુણો એક બીજા સાથે સંબંધ ધરાવતા હોવાથી એક ગુણ બરોબર ખીલવાથી બીજા અનેક ગુણોના કેટલાક અંશો ખીલશે અને તેથી માર્ગ ધીમે ધીમે સરળ થતો જશે. આ રીતે પ્રયત્ન કરતાં કરતાં તમારૂં જીવન ઉચ્ચ બનતું જશે અને આત્મિક આનંદ અને શાંતિ તમે અનુભવશો.

### तथा सत्त्वादिषु मैत्र्यादियोगे इतीति.

અર્થ —સર્વ જીવ પ્રત્યે મૈત્રી આદિ ભાવનાઓ રાખવી.

ભાવાર્થઃ—જૈનધર્મમાં આચાર ભાવનાઓ કહેલા છે તે ચાર ભાવના જેનામાં નથી તે ધર્મ પામવાને લાયક નથી એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

તે ચાર ભાવનાઓ નીચે પ્રમાણે છેઃ—મૈત્રી, કરૂણા, પ્રમોદ, અને માધ્યસ્થ, અથવા ઉપેક્ષા. તે ચારનું ટૂંક સ્વરૂપ એક શ્લોકથી જણાવવામાં આવે છે

परहितचिन्ता मैत्री परदुःखविनाशिनी तथा करुणा ॥
परसुखतुष्टिर्मुदिता परदोषोपेक्षणमुपेक्षा ॥ १ ॥

પરનાહિતનો વિચાર કરવો તે મૈત્રી પરના દુઃખનો વિનાશ કરવાની તે કરૂણા. પરના સુખથી સંતોષ પામે તે મુદિતા અને પારકા દોષ તરફ લક્ષ ન આપવું તે ઉપેક્ષા.

### ચાર ભાવનાનું સ્વરૂપ.

જૈનધર્મના સંબંધમાં વ્યાખ્યાન આપતાં વિદુષી એની બીસેન્ટ કહે છે કે " કોઈ મનુષ્ય ધારે તો જૈનધર્મનો ચાર

સૂત્રકૃતાંગ શાસ્ત્રમાં કહ્યું છે તેમ એક વાક્યમાં સમાવી શકે, અને તે વાક્ય એ છે કે મનુષ્ય કોઇ પણ જીવતા પ્રાણીને હેરાન નહિ કરવાથી અત્યંત શાંતિરૂપ નિર્વાણ પ્રાપ્ત કરી શકે છે; શાંતિ–પ્રેમ; મનુષ્ય અને મનુષ્ય વચ્ચે પ્રેમ, મનુષ્ય અને પ્રાણી વચ્ચે પ્રેમ, સઘળે ઠેકાણે અને સર્વ વસ્તુઓમાં પ્રેમ, જેમાં પ્રાણ છે તે સર્વની ભ્રાતૃતા—આવી જૈનોની ઉચ્ચ ભાવના (ideal) છે અને તે અનુભવવાને પ્રયત્ન કરે છે"

હાલના પાશ્ચાત્ય માનસિકશાસ્ત્ર જ્ઞાનીઓ જેવી રીતે દરેક મનની વૃત્તિના વિભાગ પાડે છે તેજ પ્રમાણે આપણા પ્રાચીન આચાર્યોએ પ્રેમની વૃત્તિના યથાર્થ વિભાગ પાડેલા છે પ્રેમ એજ મોક્ષ મેળવવાનો ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે આ પ્રેમના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે ઉચ્ચ પુરૂષો પ્રતિ પ્રેમ, સમાન પુરૂષો પ્રતિ પ્રેમ અને આપણાથી ઉતરતા પુરૂષો પ્રતિ પ્રેમ. આપણાથી ઉચ્ચ પુરૂષો પ્રતિના પ્રેમને પ્રમોદ ભાવના કહે છે આપણા સમાન પુરૂષો તરફના પ્રેમને મૈત્રી ભાવના કહે છે અને આપણાથી ઉતમ દરજ્જાના પુરૂષો દુઃખીના પ્રેમને કારૂણ્ય ભાવના કહે છે ચોથી ભાવના માધ્યસ્થ અથવા ઉપેક્ષા છે

જેવી ભાવના તેવા વિચારો, અને જેવા વિચારો તેવા કાર્યો માટે ભાવનાઓ ઉત્તમ રાખવી આ ઉપર જણાવેલી ચારે ભાવનાનું યથાર્થ સ્વરૂપ સમજી તેમને હૃદયની સાથે તન્મય બનાવવી જોઇએ અને આપણા સબંધમાં આવતા મનુષ્યો તથા પ્રાણીમાત્ર સાથેના આપણા વર્તનમાં તે ચાર ભાવમાંથી એક અથવા બીજી પ્રમાણે આપણું પ્રેમ ઘટે છે આ ભાવનાઓ જેના હૃદયમાં નિરંતર વાસ કરી રહેલી છે તે મનુષ્યમાંથી દ્વેષ સર્વથા નાશ પામે છે અને દ્વેષની સાથે દ્વેષને ઉગતા સર્વ દુઃખો પણ સ્વયમેવ વિલય થાય છે.

પ્રથમ પ્રમોદ ભાવના પ્રમોદ એટલે આનંદ જ્ઞાનમાં ગુણમાં વિદ્યામાં કલામાં અથવા અન્ય કોઇ વિષયમાં કોઇ પણ મનુષ્યને આપણા કરતાં આગળ વધેલો જોઇ અથવા વધારે નિપુણ દેખી આપણા હૃદયમાં આનંદ થવો જોઇએ, પણ ઇર્ષ્યાને સ્થાન આપવું નહિ.

વિચાર કરવો નથી. માટે જેમ બને તેમ સ્વાર્થનો ત્યાગ કરી ખરી મૈત્રી થાય તેમ પ્રયત્નો કરવો. બીજા જીવો તે આપણા મિત્રો છે અને તેમના સુખે સુખી અને દુઃખે દુઃખી આવી ભાવના હૃદયમાં રાખવી જોઇએ કારણ કે સર્વ આત્માઓ સ્વરૂપે એક સરખા છે; આથી તેમના ઉપર સમાનભાવ ઉત્પન્ન થશે.

અને આવી રીતે આપણા સંબંધમાં આવતા મનુષ્યો સાથે સમભાવ રાખવાથી અને ક્રમે ક્રમે સમભાવની વૃદ્ધિ કરવાથી એવો સમય આવશે કે જે સમયે સર્વ મનુષ્યો તથા પ્રાણી વર્ગ સાથે આપણે સમભાવથી વર્તી શકીશું તે સ્થિતિ વિષે સંબોધસિત્તરી નામના ગ્રંથમાં એક ઉત્તમ શ્લોક લખેલો છે –

सयंबरो वा आसंबरो वा बुद्धो अहवा अन्नो कोवा ॥
समभावभाविअ अप्पा लहइ मुक्खं न संदेहो ॥ १ ॥

અર્થ- શ્વેતાંબર હોય કે દિગંબર હોય બૌદ્ધ હોય કે અન્ય કોઇ ધર્માનુયાયી હોય પણ જેના આત્મમાં સમભાવ વસે છે તેજ મોક્ષ મેળવે છે તેમાં જરા માત્ર સંદેહ નથી. આવો ઉત્તમ બોધ હૃદયમાં રાખી સમભાવ તથા મૈત્રી ભાવના વડે તેમ વર્તવું વંદિતા સૂત્રમાં પણ વર્ણવેલું છે કે –

मित्ति मे सव्वभूएसु वेरं मज्झं न केणइ ॥
खामेमि सव्वजीवे सव्वे जीवा खमंतु मे ॥ १ ॥

અર્થ –મારે સર્વ પ્રાણી સાથે મિત્રતા છે મારે કોઇ સાથે વૈર નથી હું સર્વ જીવના મારી તરફ થયેલા અપરાધની ક્ષમા આપું છું; અને સર્વ જીવો મારા અપરાધની ક્ષમા આપો. આ વાક્યો આપણે પ્રતિદિન ક્રિયારૂપે બોલીએ પણ તેનો અર્થ સમજવાને અથવા અર્થમાં કહેલા બોધ પ્રમાણે વર્તવાને જરાપણ શ્રમ લેતા નથી. જીવન વ્યવહારમાં કોઈ મનુષ્યે આપણું ખોટું કર્યું હો તો તે મનુષ્યના અપરાધની ક્ષમા આપતા નથી પણ તે મનુષ્યનું વૈર લેવાના વિચારો હૃદયમાં કર્યા કરીએ છીએ, અને લાગ આવે સામા મનુષ્યને

તે વધારે જ્ઞાની છે, ધર્મગુરુ છે અથવા ક્યા મિલકતવાન્ છે તે જોઈ આપણામાં ઉત્સાહ આવવો જોઈએ કે તે પણ માણસ છતાં આટલું કામ કરી શક્યો તો આપણે પણ તે કાર્ય કરી શકીશું. આપણને આ રીતે તે ઉત્સાહનું કારણ થયો માટે તેનો હૃદયથી આભાર માનવો ઘટે છે. જે પદ તેણે પ્રાપ્ત કર્યું તે પદ પ્રાપ્ત કરવાની હૃદયમાં અભિલાષા જાગૃત કરવી; ને તે મનુષ્યને પગલે પગલે ચાલવું તે આપણો માર્ગદર્શક છે. જે મનુષ્યો ઉંચે ચઢી શકતા નથી તેઓ ઉંચે ચઢેલાને નીચે આણી પોતાના સરખા કરવા માગે છે તે ખરેખર માણસની અલ્પતા અને દ્વેષ વૃત્તિનું પરિણામ છે, પણ ઇર્ષ્યાથી અથવા દ્વેષથી કદાપિ ઉચ્ચ પદ પમાતું નથી. ઉલટું સામાના જ્ઞાનનો ગુણનો મનનો વૈભવ જોઈ આપણું હૃદય બળે છે અને તેથી આર્ત તથા રૌદ્ર ધ્યાન થાય છે અને કર્મ બંધ થાય છે માટે સુજ્ઞ પુરુષોએ બીજાનું ઉચ્ચ વર્તન જોઈ આનંદ પામવો જોઈએ અને ગુણાનુરાગી થવું જોઈએ; કારણ કે ગુણાનુરાગથી તેવા ગુણ મેળવવા આપણું હૃદય પ્રેરાશે અને સજ્જન સમાગમથી, અને સન્માર્ગે ચાલવાના અભ્યાસથી ઉત્કૃષ્ટ પદ પામવા આપણે ભાગ્યશાળી થઈશું. બીજી મૈત્રીભાવના છે. આ ભાવના આપણા જેવા ગુણકર્મવાળા પુરુષો સાથે મૈત્રી બાંધવાનું જણાવે છે. પ્રાણી માત્ર તરફ સુહૃદ્ભાવ રાખવાનું તે જણાવે છે, પણ ઘણો ખરો સુહૃદ્ભાવ સાથેજ જોવામાં આવે છે. જગતમાં ચારે બાજુએ દૃષ્ટિ ફેરવતાં આપણને જણાય છે કે કહેવાતા સુધારા વધારા છતાં, દુનિયામાં દિન ઉગતે [illegible] અનર્થનું મૂળ વધતું જતું જણાય છે અને તે અજ્ઞતા અને સ્વાર્થતા છે. પોતાના ક્ષણિક લાભને સારૂ બીજાને ગમે તેવું નુકસાન કરતાં મનુષ્યો અચકાતા નથી. સ્વાર્થ આપણો છે તે નિઃસંશય સત્ય છે. સ્વાર્થથી જેટલા ફાયદો થાય છે તેટલા બીજા કશાથી થતા નથી; દરેક જણ બીજાના નુકસાને પોતાનું ભલું કરવા ઇચ્છે છે, અને તેમ કરતાં પોતાના સહેજ સ્વાર્થને સારૂ આસપાસનાઓને તે કેટલું અને કેટલું નુકસાન કરે છે તેમજ તે કાર્યથી પોતાને આખર ઉપર કેવાં દુઃખદાયક પરિણામો ભોગવવાં પડશે તેનો તે વિચાર

નુકશાન કરવા પણ આપણે ચુકતા નથી; માટે ઉપર જણાવેલી વનિતા સુમતિની માફક જેમનો આપણે દિવસમાં બે વાર પ્રતિક્રમણમાં ઉચ્ચાર કરીએ છીએ તેવું રહસ્ય સમજી જેમ વેર વિરોધ ટળે, અને મૈત્રી-ભાવ વધે તેમ વર્તન રાખવું.

હવે કારુણ્ય ભાવનાનો વિચાર કરીએ. તે ભાવના આપણને આપણાથી ઉતરતા સર્વ મનુષ્યો પ્રતિ અનુકંપા-દયા રાખવાનું શિખવે છે જે જેઓ આપણાથી બુદ્ધિમાં જ્ઞાનમાં સદ્ગુણમાં ઉતરતા હોય તેમના તરફ તિરસ્કાર વૃત્તિથી જોવાનું નથી; પણ અજ્ઞાનને લીધે તેઓ શુદ્ધ માર્ગ પામી શકતા નથી, માટે તેઓ દયાને પાત્ર છે આવો વિચાર કરી તેમની તરફ દયા બતાવવાની જરૂર છે. આપણે રસ્તામાં પડેલું એક લંગડું કુતરું દેખીને દયા લાવીએ છીએ તો જેઓ દુરાચારી છે અસત્ની છે તેઓ શું નીતિની અપેક્ષાએ લંગડા નથી! શું તેઓ કુતરાં કરતાં પણ અધમ છે? શું તેઓ કુતરા જેટલી પણ દયાને પાત્ર નથી! કોઈમાં થોડો દોષ હોય તો કોઈમાં વધારે હોય, પણ જ્યાં સુધી મનુષ્ય મુક્ત થયો નથી ત્યાં સુધી તે દોષને પાત્ર તો છે જ; માટે બીજાના દોષ જોઈ તેના તરફ તિરસ્કાર બતાવવાને બદલે તેના તરફ દયા લાવવી જોઈએ અને બને તેટલા પ્રયાસે સુજ્ઞાન આપી તેને તેના દોષનો ત્યાગ કરતાં શિખવવું જોઈએ; પણ તે મનુષ્યની નિંદા કરવી નહિ. કારણકે નિંદાથી તેને તેમજ આપણને જરાપણ લાભ થતો નથી. તેથી તે આપણા ઉપર વિરુદ્ધ દ્રષ્ટિથી જોતાં શિખે છે અને આપણા ઉપદેશની અસર તેનાપર બહુ પડતી નથી. પણ જો ખરી દયાની લાગણીથી, તે મનુષ્યના હિતને ખાતર પ્રેમપૂર્વક આપણે તેને સદ્જ્ઞાન આપીશું તો તે પ્રમાણે તે સુધરી શકશે.

વળી કારુણ્યભાવના જે મનુષ્યના હૃદયમાં વસે છે તે બીજાનું દુઃખ, અજ્ઞાન વગેરે જુએ છે ત્યારે તેનું હૃદય દયાથી પીગળે છે અને તે દુઃખ અને અજ્ઞાન દૂર કરવા પોતાનાથી બનતું તે કરે છે. કદાચ આપણી શક્તિ ન હોય, અને તેનું દુઃખ દૂર કરવાને કંઈ આપી શકાય તેવી સ્થિતિમાં ન હોઈએ, તો પણ મધુર અને શાંત વચનથી તેનું

દુઃખ દૂર કરવાના ઉપચાર કરતાં ભાગી જીવવું નહિ. દુનિયા જેટલી ગરીબાઈથી દુઃખી છે તેના કરતાં વિશેષ દુઃખી પ્રેમ ભર્યાં વચનોના અભાવથી છે આ પ્રેમના શબ્દોના સંબંધમાં અંગ્રેજ લેખક લખે છે કે.—

જો તમારે આનંદ દાયક સંદેશો પહોંચાડવાનો હોય અથવા પ્રીતિ ભર્યાં શબ્દો કહેવાના હોય તો તમે ભૂલી જાઓ ત્યાં સુધી બેસી રહેતા નહિ. આજને આજ ખાની આ હવે તે સંદેશો પહોંચાડો અને તે શબ્દોનો ઉચ્ચાર કરો. આપણે વર્તમાન કાળના મુસાફર છીએ ભવિષ્ય અગમ્ય છે આવતી કાલ શું બનશે તે રહસ્ય આ પણાથી અજાણ્યું છે; આપણે આ ક્ષણનાજ સ્વામી છીએ. નહિ બોલેલા આનંદદાયક શબ્દો સારૂ નહિ મોકલેલા સ્વજનના પત્ર સારૂ નહિ ખરચેલા પ્રેમધન સારૂ કેટલાંક હૃદયો તલ્પે છે અને ઝુરી ઝુરી મરે છે સ્થૂલ ધનના અભાવથી નહિ પણ હૃદયના પ્રેમના અભાવ થીજ જગત ગરિબ તેમજ દુઃખી છે માટે તમારા હૃદયના ઉંડામાં ઉંડા કોતરમાંથી પ્રેમનો પ્રવાહ વહેતો કરો.

આ રીતે મનુષ્ય પ્રાણી તરફ દયા બતાવવી એટલુંજ નહિ પણ અનાથ નિરપરાધી ગરીબ પ્રાણી વર્ગ તરફ દયાની લાગણી રાખવી. ઉત્તરાધ્યયન સૂત્રમાં લખ્યું છે કે—ભૂત, વર્તમાન અને ભવિષ્ય ગણે કાળના અર્હતો અને ભગવંતો ઉપદેશ કરે છે કે સઘળા પ્રકારના જીવતાં પ્રાણીનો વધ કરવો નહિ તેમની તરફ ક્રૂરતા વાપરવી નહિ, તેમનો દુરુપયોગ કરવો નહિ અને તેમને હાંકી મુકવા નહિ. સઘળી વસ્તુઓના રહસ્યને જાણનાર સંત પુરુષોએ આ નિત્ય શાશ્વત, સનાતન સત્ય નિયમ ઠરાવ્યો છે જોકે પ્રાણીવર્ગમાં મનુષ્યના જેટલી બુદ્ધિ ખીલેલી નથી, પણ સુખ દુઃખ અનુભવવાની લાગણી તો મનુષ્યના સરખીજ છે માટે ભ્રાતૃભાવ રાખી સર્વ પ્રાણી તરફ દયાની લાગણીથી વર્તવું

ચોથી ઉપેક્ષા અથવા માધ્યસ્થ ભાવના છે આ ભાવનાનું સ્વરૂપ બહુજ થોડા મનુષ્યોના સમજવામાં આવેલું છે અને જેઓ

સમજે છે તેમાંથી પણ વ્યવહારમાં મૂકનારા બહુજ થોડા માલૂમ પડે છે જે મનુષ્યો આપણાથી જુદા મતના હોય અથવા જુદી રીતે વર્તતા હોય તેમના તરફ મધ્યસ્થ ભાવના રાખવી અર્થાત્ તેમની તરફ રાગ દ્વેષ કરવો નહિ જેવું આપણને આપણા ધર્મ વાસ્તે માન છે તેવું બીજાને તેના પોતાના ધર્મ તરફ માન હોય તે સ્વાભાવિક છે તો પછી બીજા ધર્મની અથવા ધર્મ પાળનારાની નિંદા કરવી ઘટિત નથી સહનશીલતા એ ઉત્તમ ગુણ છે પણ ધર્માંધપણાને લીધે તે ગુણની ખામી ઘણે ભાગે જોવામાં આવે છે આ જમાનો બુદ્ધિનો છે અને તેથી બુદ્ધિદ્વારા મનુષ્યો વિવિધ પ્રકારના વિચારો કરે છે આપણે એક હજાર પુરુષ એકઠા કરીએ ત્યાં દરેક બાબતમાં વિચારમાં મળતાં થાય તેવા બે પુરુષ પણ મળવા મુશ્કેલ પડશે. માટે વિચારમાં મતભેદો રહેવાનો. જો આપણને એમ જણાય કે સામા પુરુષોના વિચાર તદ્દન ખોટા છે તો તેના ઉપર દ્વેષ કરવાને બદલે આપણી દલીલો તેને મૈત્રીભાવથી સમજાવવી, અને જો તે સમજવા તરફ પણ દુર્લક્ષ કરે તો તેની ઉપેક્ષા કરવી એટલે તેના તરફ ઉદાસીન ભાવ રાખવો એજ ઉત્તમ પુરુષનું લક્ષણ છે

જે મનુષ્ય ઉપર જણાવેલી ચાર ભાવનાઓ હૃદયમાં રાખી વર્તશે તેનું જીવન પ્રેમમય થઇ જશે. આખા જગતને તે પોતાના બંધુ સમાન ગણશે અને વિશેષ કરી શાંતિ અને સંપનો ફેલાવો કરવા પ્રયત્ન કરશે, આવો મનુષ્ય છેવટે સર્વ જગત તરફ સમભાવથી વર્તતાં શિખશે, અને સંબોધસિત્તરીમાં જણાવ્યા પ્રમાણે સમભાવથી અવશ્ય મોક્ષ પામશે, માટે આપણા સંબંધમાં આવતા મનુષ્યો તથા પ્રાણીઓ સાથે ઉપર જણાવેલી ચાર ભાવનાઓ પ્રમાણે વર્તવું.

## ઉપસંહાર

विशेषतो गृहस्थस्य धर्म उक्तो जिनागमेः ॥
एवं सद्भावनासारः परं चारित्रकारणम् ॥ १ ॥

અર્થ —શુભ ભાવના જેમાં મુખ્ય છે, અને જે ચારિત્રનું ઉત્કૃષ્ટ કારણ છે તે ગૃહસ્થનો ધર્મ ઉત્તમ જનોએ

આ પ્રમાણે કહેલો ગૃહસ્થધર્મ ચારિત્રનું કારણરૂપી રીતે છે તેનો અનુત્તર આ પ્રકાર આપે છે

पद पदेन मेधावी यथारोहति पर्वतम् ॥

सम्यक् तथैव नियमाद्धीरश्चारित्रपर्वतम् ॥ ७ ॥

અર્થ —જેમ કોઈ બુદ્ધિમાનપુરુષ ધીમે ધીમે પગલે નવીન પર્વત ઉપર ચડી જાય છે. તેમ ધીર પુરુષ નિયમથી ધીમે ધીમે રૂડી રીતે ચારિત્ર પર્વત ઉપર ચડે છે.

## ૨ ૦—૧૫—૦ દિવ્યજીવન બાર આના

વિચારનો પ્રભાવ બતાવી તે દ્વારા મનુષ્યને સુખ શાંતિ, આનંદ આરોગ્ય અને નવું જીવન આપનાર તેમજ આંતર જીવનના અનેક અટપટા પ્રશ્નોના સર્વ સંજોગોમાં ખુલાસા આપનાર અપૂર્વ ચોપડી. આ ગ્રંથના અઢાર પ્રકરણોનાં નામ વાંચવાથી આ ગ્રંથની ઉપયોગિતા સમજવામાં આવશે

(૧) સુખનો રાજમાર્ગ (૨) શુભ માર્ગમાં પ્રયાણ
(૩) ટેવનું પ્રાબલ્ય (૪) ભય અને ચિંતા
(૫) મનુષ્યનું સામર્થ્ય (૬) આત્મ દર્શનનો માર્ગ
(૭) ધૈર્ય (૮) સહિષ્ણુતા
(૯) કર્મયોગનો વિજય (૧૦) સર્વ આત્મરૂપ માનો
(૧૧) દુઃખનું રહસ્ય (૧૨) મન અને શરીરની અન્યોન્ય અસર
(૧૩) શારીરિક સ્વાસ્થ્યમાં મનનો હિસ્સો (૧૪) આદર્શ માનસિક વિકાસ
(૧૫) શુદ્ધ વિચાર અને તેની આવશ્યકતા (૧૬) આંતર અને બાહ્ય જીવન
(૧૭) શાંતિ (૧૮) પરમ આત્મની તુલના

ક્રાઉન સોળ પેજી ૧૧ ૫૯ કિંમત ૧૨ આના પાકું પૂંઠું એક રૂપિયો.

---

## ૧ ૦—૮—૦ ત્રીજી આવૃત્તિ ગુરુદર્શન આઠ આના ત્રીજી આવૃત્તિ

તત્ત્વવિદ્યાને આધારે આર્યધર્મમાં માન્ય ગણાતા ઉત્તમ નીતિના સિદ્ધાંતોને પ્રતિપાદન કરનાર આ પુસ્તક વડોદરાની કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે મંજુર કર્યું છે તથા સરકારી કેળવણી ખાતાએ પણ પ્રાયમરી સ્કુલોમાં લાયબ્રેરી માટે મંજુર કર્યું છે તેનું હિંદી ભાષામાં ભાષાંતર થયું છે અને તેની નવી આવૃત્તિઓ થઈ છે તેમાં દાન, શીલ, વૈરાગ્ય, ક્ષમા, વીર્ય, ધ્યાન અને જ્ઞાન એ સાત ધાતુઓ ઉપર ઉત્તમ રીતે વિવેચન કરવામાં આવ્યું છે કિંમત ૦—૮—૦